१५८

# उत्तररामचरितनाटक.

ભાષાન્તરકર્તા

દ્વિવેદી મણિલાલ નભુભાઈ, બી. એ.

महाकविश्रीभवभूतिप्रणीत

# उत्तररामचरितनाटक.

ભાષાન્તરકર્તા

## દ્વિવેદી મણિલાલ નભુભાઈ, બી. એ.



સન ૧૮૮૩.
સંવત્ ૧૯૩૯.

પુસ્તક વેચનાર.

મુંબઈ—દામોદર ઈશ્વરદાસ લાઈબ્રેરીવાળા, કાળકાદેવીને રસ્તે, રામવાડી પાસે.
„ જયેષ્ઠારામ મુકુંદજી મારવાડી બજારને નાકે, મામાદેવી આગળ.

મૂલ્ય રૂ ૧–૮–૦

# પ્રસ્તાવના.

આ સંસારમાં જો કહીં પણ સુખ હોય તો તે પ્રેમમાંજ છે. શરીરયોગ, ધનયોગ, પદવીયોગ, એ સર્વ કરતાં હૃદયયોગ ચઢતોછે. હૃદયના વિસ્તારમાં, ને તેની પ્રેમમય વૃત્તિમાં ખરી ભક્તિ ને ખરો ધર્મ વસે છે. જીવમાત્ર પ્રેમથી સંકલાયલા છે ને સંકલાય છે. જડપદાર્થમાં પણ અન્યોન્યને આકર્ષવાની ઉષ્માબલજન્ય શક્તિ હોય છે; તો ઇચ્છા અને બુદ્ધિયુક્ત સચેતમાં સવિશેષ હોય તેમાં શું કેહેવું? પ્રેમનું મુખ્ય અધિષ્ઠાન સંસારમાં સ્ત્રીને માની છે. એ ગણના વાસ્તવિક લાગે છે. સ્ત્રીઓનો શારીરિક બંધ, અને માનસિક વ્યાપાર વિચારતાં તેને કોઈ કોમલ, મૃદુ કાર્યાર્થેજ નિર્મેલી જણાય છે. મનુષ્ય એક એકના સહવાસવિના રહી શકતું નથી, તો પુરૂષે પુરૂષને કે સ્ત્રી સ્ત્રીને જેવો સંબંધ થઇશકે તે કરતાં સ્ત્રી અને પુરૂષનો સંબંધ અધિક રૂચિકર અને દૃઢ થવાનો સંભવ છે. સ્ત્રીના ને પુરૂષના સ્વાર્થ એક એકથી જુદીજ પ્રકૃતિના હોવાથી તેમની વચ્ચે વાંધો ઉઠવાનો કે હરીફાઇથી ઈર્ષ્યા થવાનો સંભવ ઓછો છે. કદાપિ કેવલ નથીજ. પુરૂષના વ્યાપાર સજાતીય છે તેથી આવી ગાઢ મૈત્રી થવી દુર્લભ છે. આવી એક વાર થયેલી મૈત્રી નિઃશેષ પરિપક્વતા પામવા માટે જરૂરનું છે કે લગ્ન એકજ અને અખંડ થવું જોઇએ. સ્ત્રીને એકથી બીજો પુરૂષ કે પુરૂષને એકથી બીજી સ્ત્રી ઘટતી નથી; એ નિયમ અખંડ હોવો જોઇએ અર્થાત્ મરતા સુધી કે તે પછીથી પણ પુનર્લગ્નનો અવકાશ આવતો નથી. મનુષ્યનો આ જગતમાં જીવવાનો હેતુ તો પરમાર્થ—મોક્ષ—સિવાય બીજો ભાગ્યેજ હોય. સર્વ ભૂતમાત્રમાં પરમાત્માના સ્વરૂપની પ્રતીતિ થવી એ સમાન જીવન્મુક્તિ બીજી હોય નહિ. એવી પ્રતીતિ થવા માટે જે પ્રીતિભાવ જરૂરનો છે તે ઉત્પન્ન કરવો, તેનેજ વિશેષ ખીલાવવો એ માણસમાત્રનો ધર્મ છે. માબાપના હાથમાંથી છોકરૂં તાબેદારી, માન, નિયમ, વિનય વગેરે શીખીને છુટે છે.

પછી સહજ મિત્રતા તથા ભાઈ ભાંડુની સાથેના વ્યવહારથી સમાન-વયસ્ક સાથે કેમ વર્તવું તે શિખે છે, ને એના પ્રેમકોશ—હૃદય—નું ઉદ્ઘાટન થવા માંડે છે. પોતાને યોગ્ય, રૂપ, ગુણ, વિદ્યા સંપન્ન વિજાતીય મિત્ર મળવો એ આ પ્રીતિના પ્રથમાંકુરને ઉછેરવાનો ઉપાય છે. માણસનું મૂલથી સ્વાર્થ ઉપર લાગેલું ચિત્ત પારકાને પોતાનું કરી લેતીવેળે વિસ્તાર પામે છે ને એમ आत्मवत्सर्वभूतानि પોતાના સમાન સર્વને નિહાળવાની કેલવણી લેવા માંડે છે. આ સ્થિતિ પરિણયનની છે. સ્ત્રી અને પુરૂષ આ પ્રકારના અન્યોન્યના હૃદયના ખીલાવવાને માટે ખાસ રીતે લાયક અને જરૂરનાં છે. પુરૂષ વ્યવહાર બલમાં સબલ છે, સ્ત્રીનું બલ રસેંદ્રિય (feeling) માં રહેલું છે. આ બલ—પ્રેમ—જો એકજ વિષયને લાગુ રહે—એકજ સ્ત્રી કે પુરૂષપરત્વ રહે—તોજ વિશેષ ઊંડો ને ઘાડ થાય. વિસ્તાર અને નિર્બલતાનો જેમ નિકટ સંબંધ છે તેમ સંકોચ અને સબલતાનો એથી વધારે નિકટ સંબંધ છે. એકના હૃદયનો અભ્યાસ બીજાને મરતા સુધી, કે તેની પાર પણ પુરતું કામ આપી શકે છે, તો બીજાને અવકાશજ નથી. પક્ષી પક્ષીમાં પણ—સારસ, અથવા ચક્રવાક બીજી પ્રીતિ નથી બાંધતાં પણ એક પાછળ એક જીવ તજે છે એમ સાંભળ્યું છે.

આવો અખંડ, અભેદ્ય અને એક પ્રેમ રામ અને સીતામાં પરિપૂર્ણતાએ દેખાય છે. રામ ને સીતા જેવાં પાત્ર ને ભવભૂતિ જેવો કવિ તેણે જે પ્રેમ ભક્તિનું સરસ અને હૃદયવેધક ચિત્ર આપ્યું છે, તેથી સંસારી જનોનાં હૃદય ભેદાયાવિના ભાગ્યેજ રેહશે. તેથીજ કાલિદાસના શકુન્તલા કરતાં પણ ભવભૂતિનું ઉત્તરરામ ચઢતું ગણાય છે. રામની પ્રજાપાલનની રીતિ અને પ્રેમવૃત્તિ, તે બે વચ્ચેનો ભાસતો વિરોધ અને તેનું યથાર્થ સમાધાન મનને આનંદમાં ગરક કરી નાંખી એકવ્રતવાળા સત્ય પ્રેમની ઉપર આપણી આસ્થા સુદૃઢ બેસાડે છે. રામ અને સીતાના પાત્રત્વ વિષે અને ભવભૂતિની ચતુરાઈ વિષે જેટલું કહી શકાય તે કરતાં સહૃદય જનોને વાંચેથી વિશેષ આનંદ ઉપજશે.

આ ભાષાન્તર કરવામાં કલકત્તામાં પંડિત ઈશ્વરચંદ્રે પ્રસિદ્ધ કરેલું સંસ્કૃત ઉત્તરરામચરિત વાપરેલું છે, એ સિવાય બીજી પ્રતિ મને મળી શકી નથી. ભાષાન્તર કર્યા પછી કવિનો ભાવાર્થ વિશેષે સ્પષ્ટ કરવાના હેતુથી, તથા જેને ભાષા વિકટ લાગતી હોય તેવાની સરળતા માટે મેં યથામતિ થોડી ટીકા પછવાડે ઉમેરેલી છે, તે જેને સારૂં લખેલી છે તેને યથાયોગ્ય ઉપયોગની થઈ પડશે તો હું મારો શ્રમ કૃતાર્થ થયો માનીશ.

ભવભૂતિના જીવન ચરિત્ર માટે માલતી માધવના ભાષાન્તરની પ્રસ્તાવના જોવી.

લિ. ભાષાન્તરકર્તા.

## "માલતી માધવ" અને "કાન્તા" વિષે વિદ્વાન્ ગૃહસ્થો તરફથી જણાયલા અભિપ્રાયમાંથી ઉતારો.

"આ (માલતી માધવ) પુસ્તકના ભાષાન્તરનો કર્તા એક ઊંચી કેલવણી પામેલો એલ્ફિન્સ્ટનકોલેજનો ગ્રેજ્યુએટ છે. અને ભાષાન્તર ઉપરથી તેના સંસ્કૃત જ્ઞાનને માટે હમને ઘણો ઊંચો વિચાર આવેછે. જગદ્ધર જેવો ટીકાકાર અને પ્રોફેસર ભાન્ડારકર જેવા એડીટર માલતીમાધવને મળ્યા છે એટલે ભવભૂતિના લખાણની ભૂતિ સંસ્કૃત સમજનારને ઘણી આલ્હાદક થઈ પડે છે, અને મી. મણિલાલના ભાષાન્તરથી ગુજરાતી સમજનાર આલમને પણ કાલિદાસથી સહજ ઉતરતા મહાકવિની ખુબીની તુલના કરવાનું બની આવે છે......."

**ગુજરાતી**. તા. ૧૧ સપ્ટંબર ૧૮૮૧.

(કાન્તા) "પાત્રો ગોઠવી તેને એક સરસ આકારમાં પ્રત્યક્ષ રંગભૂમિમાં બતાવવાના પ્રયત્નમાં ગ્રંથકર્તા થોડે કે ઘણે દરજ્જે પાર પડેલા છે. પુસ્તકમાંનાં પાત્રો પોતપોતાનો ભાગ ઘણી સારી રીતે ભજવી બતાવે છે, કે તેથી લખનારની ઉત્તમ શક્તિનાં આપણે વખાણ કરી શું...............સઘળી રીતે નાટક સારો છે. ભાષા સુંદર ને કહીં કહીં પ્રશંસા કરવા યોગ્ય છે"....... **ગુજરાતી.** ૧૮૮૨ એપ્રિલ.

"દ્વિવેદી મણિલાલ નભુભાઈને ગ્રંથકાર મંડળમાં આવકાર આપતાં અમને ખરેખરો હર્ષ ઉત્પન્ન થાય છે.......ઈંગ્રેજી ભાષાની સાથે એ સંસ્કૃતના સારા અભ્યાસી છે. આપણા ગ્રાજ્યુએટો કેટલાંક વર્ષથી સ્વભાષા લખવા વાંચવાના કામમાં એવો અનિષ્ટ અનાદર બતાવતા આવ્યા છે કે મી. મણિલાલની આ વૃત્તિને અમે ઘણી સ્તુત્ય, આશાજનક, તથા ઉત્તેજન યોગ્ય ગણીએ છીએ...............કેટલાંક વર્ષોથી કોઈ પણ ગ્રાજ્યુએટે ગુજરાતી ભાષામાં એકે પુસ્તક પ્રકટ કર્યું નથી. પણ હાલ એ લજ્જાસ્પદ સ્થિતિ બદલાઈ જવાનાં સુચિન્હ કેટલેક ઠેકાણેથી દેખાવા લાગ્યાં છે, અને એ શુભ રૂપાન્તરના

અગ્રણી ભાઈ મણિલાલ થયા તેને માટે તેમને અમે માનપૂર્વક મુબારકબાદી આપીએ છીએ............મહાકવિ ભવભૂતિકૃત માલતીમાધવ નામના એક સંસ્કૃત ભાષા માંહેલા અત્યુત્તમ નાટકનું સટીક ભાષાન્તર ઘણી સંભાળથી કરીને એ ભાઈએ બે ત્રણ વર્ષ ઉપર પોતાનું વિદ્યાબળ દાખવ્યું હતું...............તેનું વિવેચન અવકાશ ઉપર રાખવાથી હવે કાંઈ ખાટું મોળું થઈ જનાર નથી....

રસ, પાત્રભેદ અને વસ્તુસંકલના એ જે ત્રણવાનાં નાટકાદિની ગ્રંથીમાં અવશ્યનાં છે........(તેમાંનો) રસ પ્રાપ્ત કરવો સહજ છે. કુદરતે આપ્યો હોય તેનેજ એ વાત તો ખરી...........અધભણ્યાની સમજ જેમ બીજી બાબતમાં તેમ રસમાં પણ પુરી ચાલતી નથી.... ........આ તરૂણ નાટકારની રસજ્ઞતા (taste) શુધ્ધ સંસ્કારી જોઈ અમે પ્રસન્ન થયા છઈએ. એ રસજ્ઞતામાં અંગ્રેજી અને સંસ્કૃત સાક્ષરત્વ એ બંનેનો રંગ છે, પણ સંમિશ્રણ એવી રીતે થયેલું છે કે તે સ્વાભાવિક ને સુંદર દિસે છે..............અને એટલું તો એ ગ્રંથકારે સાબીતજ કરી આપ્યું છે કે એનામાં આવાં પુસ્તક રચવાની સ્વાભાવિક શક્તિ છે..................................” * * *

પરંતુ આ સંહારસંધિ એવોતો રસમય ને ઉત્તમ દ્રશ્યતાના ગુણથી ભરેલો છે કે આ સમે તો અમે એટલુંજ કહીએ છીએ કે બધું જોતાં આ નાટક બહુ સારૂં છે, અને એ ગ્રંથકાર હવેથી પાત્રતા અને વસ્તુસંકળના ઉપર બારીકીથી જો વધારે ધ્યાન આપશે તો તે આથી પણ આગળ જતાં વધારે સારાં નાટક લખવાને શકિતમાન્ થશે એમ અમે માનીએ છીએ.

**ગુજરાત શાળા પત્ર.** અંક ૭-૮-૯. પુ. ૨૧.

---

“....આ અંકનું ઘણુંખરૂં લખાણ મિ. મણિલાલનું ઉત્તમ પંકિતનું છે. રા. મણિલાલે પોતાની વિદ્યાનો અને નિવૃત્તિનો સદુપયોગ કર્યો છે.......પાત્રો જેવાં જોઈએ તેવાં પ્રસંગને અનુસરી વર્તનાર અને હાજર જવાબી છે. ગદ્ય અને પદ્ય બન્ને ટુંકાં અને રસાલંકાર

વાળાં છે.........આવી રીતે ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં જનોના સ્વભાવનું વર્ણન ગ્રંથકર્તા પોતાના નિવૃત્તિના સમયમાં નાટકના રૂપમાં ગોઠવી પ્રસિદ્ધ કરશે તો તે જાણવાજોગ થઈ પડશે કેમકે તેમની રસજ્ઞતા ને હેતુ સારાં છે.......કાન્તા જેવાં પુસ્તકોની આપણી ભાષામાં આવશ્યકતા છે........તેથી તેમના શુભ પ્રયત્નને માટે તેમને અભિનંદન આપીએ છીએ ......................"

**સ્વદેશવત્સલ.** અં. ૧૦. પુ. ૬ પા. ૨૩૩-૨૪૨

---

"કારૂણ્ય નાટકો મનુષ્યપ્રકૃતિની ઘણીજ ઉમદા ઉત્પત્તિ છે, તેમજ તે ઉપરથી મનને ઘણીજ આનંદકારક અને શુદ્ધ સુધારક ગમત મળી આવે છે. દુર્ભાગ્યતાની સાથે તરફડીયાં મારતાં સદ્ગુણી માણસના દેખાવથી તે પ્રકારની ખુશી ઉપજે છે. તે માત્ર સારી રીતે લખાયલા કારૂણ્ય નાટકની રચનામાંજ હોય છે. જે કાંઈ હલકું અથવા તુચ્છ હોય તેને આવા પ્રકારની ગમતો આપણા મનમાંથી હાંકી કાઢે છે અને જે દયાની લાગણી આપણા સ્વભાવનું આભૂષણ ગણાય તેને એ ગમતો પુષ્ટિ આપે છે, અને કેળવે છે........ ............એકંદર જોતાં કેટલેક દરજજે આ નાટક (કાન્તા) આવા પ્રકારનું છે........................................"

**હિતેચ્છુ.**

---

"સ્વકલ્પિત નાટક લખવામાં એ ગૃહસ્થનો આ પેહેલો પ્રયાસ છે, તે ઉપરથી જણાય છે કે આગળ ઉપર એ પોતાની વિદ્વત્તાથી વધારે દીપી નીકળશે."

**બુદ્ધિપ્રકાશ.** પા. ૧૪૪ પુ. ૨૯ અં. ૬.

---

ભાવનગરના વિદ્વાન્ નાયબ દીવાન સાહેબ રા. રા. વજેશંકરભાઈ લખે છે કેઃ—"સદરહુ પુસ્તક (કાન્તા) ઘણી સારી અને અસરકારક ઈબારતથી લખાયલું છે. તેમજ સ્ત્રીનું પતિવ્રત મર્ણપર્યંત પણ જાળવી રાખવાને નીતિનો ઘણો સારો ધડો મળે એવું એ પુસ્તક છે. જે જે સ્ત્રીને વાંચતાં આવડતું હોય તેઓએ એ પુસ્તક જરૂર કરી વાંચવું એ ઘણું સલાહકારક છે................"

" ......In its literary quality the work is above the level of mediocrity and the language is simple and natural.........But Kântâ will be best liked for its sentiment. The picture of unswerving conjugal fidelity is very vivid...... ..“ Kântâ ” may not prove sensational, but we prefer it as it is. To the student of Hindoo Gujarati character the book under notice may open a large field of observation and comparison, whilst the general reader will find much in Kanta that will catch his emotions and leave him a purer man than he was."—*Indian Spectator*, Vol. 3, No. 21, page 326.

---

Writes Mr. S. S. Bengali, C.I.E.—"I......had therefore to give the books to my daughters to read and explain to me the contents, I glancing through portions of them.

" Although the language appears rather difficult for us......to understand at once, we are able to say that both your productions are very readable and pleasing contributions of a superior kind to Gujarati Literature. Some of our Gujarati Hindu writers of books even "well educated" men, are so coarse in some of the expressions they occasionally use, and in the treatment of their subjects, that one is led to suppose that they had never intended their productions to be read in the inner family circles. I am happy to see that there is nothing of these faults in your writings........"

---

Writes a graduate from Bombay—

" .........I for one am highly gratified to see that you, unlike many other graduates of the Bombay Uni-

versity who, though able enough, appear to aim at their personal good in life only, are doing what is most proper and conducive to the good of society, &c........."

---

Writes a graduate from Bhawnagar—

" It (Kàntà) is a readable book no doubt......It is difficult to deny your insight......into some of the inner traits of the " Tender Passion." You may turn out a deft hand at this kind of thing and you have in some passages struck out some very elegant touches and tasteful expressions......In one respect you are in advance of all our play-writers. Our people do not seem to have any conception of the Unity of Action. But this you have successfully brought out......You are undoubtedlly gaining in lucidity......Moreover, you make something like a promising approach towards classical diction; and your verses though often pregnant can flow with comparative ease........."

---

Writes a graduate from Rajkot—

" I have perused your Kântâ and have found the plot well and artistically arranged. The language too is on the whole clear. Your innovation of blank verse in Gujarati is agreeable to me and I too intend to follow the same path."

---

# શુદ્ધિપત્ર.

| પા. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૬ | ૧ | इन्द्रवज्रा | उपजाति |
| ૧૦ | ૧૪ | સીતાને પુત્રી અરૂન્ધતીના જેવી ગણીને એનું | અરૂન્ધતીની પેઠે તમારી સ્નુષા સીતાનું. |
| ૧૦ | ૨૪ | અશિથિથી | અશિથિલથી |
| ૧૯ | ૧૩ | इन्द्रवज्रा | उपजाति. |
| ૨૬ | ૧ | એમણે તો સંસારજ માંડ્યો. | ત્યારે તો સંસાર સારો શોભશે. |
| ૨૯ | ૬ | કાઢવે પડુ | કાઢી જાણે, |
| ૨૯ | ૭ | રામ ગાત્ર | રામગાત્ર |
| ,, | ૨૦ | મહાનંદથી | મહાપુણ્યથી |
| ૩૩ | ૫ | કરતાનાં | કરતાંના |
| ,, | ૧૪ | પ્રેમથી | પ્રમથી |
| ,, | ૧૯ | વ્હેલા | વ્હેળા |
| ૩૪ | ૬ | કહ્યાવ્યું છે | કહાવ્યું છે |
| ૩૮ | ૧૦ | વ્યથા શી, | વ્યથા આ, |
| ,, | ૧૧ | જાનકી. | સીતા. |
| ,, | ૧૯ | તન ચાર | તનસાર; |
| ૪૦ | ૧૯ | તટોને, | તટો તે, |
| ૪૨ | ૪ | તૃમ૦ | તમ૦ |
| ૪૭ | ૧૭ | બીજુ | બીજે |
| ,, | ૧૯ | તે શું | તેં શું |
| ૫૭ | ૨૨ | સમીપજ જનારાં | સમીપ જનારાંજ |
| ૭૩ | ૨૫ | તમને મારે કાંઇક કેહેવું છે | તમારે આટલું વેળાસર જાણવા જેવું છે, |
| ૭૪ | ૪ | મૂર્ખાઓ ? | મૂર્ખાઓ ! |
| ૮૦ | ૨૨ | દીધા | દીધાં |
| ૮૬ | ૨૪ | દૃષણખર | દૂષણ ખર |
| ૮૮ | ૧૦ | ટંકારવ. | ટંકારવ |
| ૯૦ | ૧૮ | વચનમાંજ | વૃચમાંજ |
| ૧૧૧ | ૧૪ | સીતાને પુત્રી અરૂન્ધતીના જેવી ગણીને એનું | અરૂન્ધતી પેઠે તમારી સ્નુષા સીતાનું |

# पात्रवर्ग.

| | |
|---|---|
| राम | અયોધ્યાના રાજા. |
| लक्ष्मण | તેમના ભાઈ. |
| जनक | સીતાના પિતા, ને રામના સસરા. |
| चन्द्रकेतु | લક્ષ્મણનો પુત્ર. |
| कुश, लव | સીતાને પેટ વનવાસમાં અવતરેલા જોડવાના પુત્રો. |
| सुमंत्र | રઘુકુલના રાજાઓનો સારથિ ચંદ્રકેતુના રથ ને હાંકનાર. |
| वाल्मीकि | રામાયણના રચનાર, આદિ કવિ. |
| अष्टावक्र | રામના બનેવી ઋષ્યશૃંગના આશ્રમનો એક ઋષિ. |
| भाण्डायन, सौधातकि | વાલ્મીકિના શિષ્ય. |
| कौशल्या | રામનાં માતા. |
| सीता | જનકની પુત્રી, રામની પત્ની. |
| अरुन्धती | રઘુકુલના ગુરૂ વશિષ્ઠની પત્ની. |
| वासन्ती | દણ્ડકાવનની દેવતા, વનદેવતા. |
| पृथ्वी | સીતાની માતા. |
| आत्रेयी | વાલ્મીકિની શિષ્ય. |
| भागीरथी | ગંગા, રઘુકુલનાં પૂજ્ય દેવી. |
| तमसा, मुरला | ગોદાવરી પાસેની નદીઓ. |

**सूचित पात्र.**

**वशिष्ठ** (રઘુકુલના ગુરૂ) **ऋष्यशृंग** (રામના બનેવી) **शत्रुघ्न** (રામના ચોથા ભાઈ)

---

(શંબૂક, વિદ્યાધર, વિદ્યાધરી, સૂત્રધાર, નટ, દુર્મુખ, કંચુકી, યોદ્ધા, બાલક, લોક, ઋષિ, નાગ, દેવ વગેરે.)

# उत्तररामचरितम्.

## नान्दी.

(अनुष्टुप्.)

વાલ્મીકિવ્યાસઆદિ જે પૂર્વકાલે થયા ગુરૂ,
પ્રણમી પ્રણમી તેને યાચુંછું વર આટલોઃ 1. 5
બ્રહ્મદેવતણા મૂર્તિ, નિત્ય પૂર્ણ સ્વરૂપિણી,
દેવતા વાણીની, નિત્યે બાંય ઝાલે સરસ્વતી. 2.

**સૂત્રધાર**—બહુ વિસ્તાર કરવાનું પ્રયોજન નથી. આજ, ભગવાન્ કાલપ્રિયનાથની યાત્રાના પ્રસંગે, સર્વપૂજ્ય આર્યજનોને વિજ્ઞાપના કરૂં છું તે કૃપા કરીને સાંભળો. કશ્યપગોત્રના 10 શ્રીકંઠ એ ઉપનામથી જાણીતા, પદવાક્યપ્રમાણના તત્વને જાણવાવાળા, જાતૂકર્ણીના પુત્ર, ભવભૂતિ નામે કવિ છે.

(गीति.)

વચનથકી વશ થયલી અબલા પગલે પગલે રે' ઢળતી,
જે બ્રાહ્મણુંપુંઠે ત્યમ સરસ્વતી રે' સદા કાળ પળતી; 3. 15
એ દ્વિજવરનું રચેલું, (સર્વ રસે રસપ્રપૂર્ણ નિગળતું),
ઉત્તરરામચરિત આ ભજવી (સહુને પ્રમોદ ઉપજાવું). 4.

આ હું નાટકનો પ્રયોગ કરવા સારૂં રામચંદ્રજીના વખતનો અયોધ્યાવાસી બનેલો છું. (ચોતરફ જોઈને). રે! રે! રાવણના કુલના ધૂમકેતુ મહારાજ શ્રીરામચંદ્રજીના આ 20 અભિષેક સમયે રાતદિવસ લગાર પણ અટક્યા વગર આનંદ મંગલ વાદિત્રની ધૂમ મચી રહેલી હતી; ત્યારે આજ લોકોનાં આંગણાંમાં ચારણાદિક કેમ શાંત થઈ ગયા છે?

(નટ પ્રવેશ કરે છે.)

**નટ**—આર્ય ! લંકાના યુદ્ધમાં સહાય કરનારા મહાત્મા વાનરો અને રાક્ષસો, તથા અભિનંદનાર્થે પધારેલા જુદી જુદી દિશાને પાવન કરનારા બ્રહ્મર્ષિઓ ને રાજર્ષિઓ, જે સર્વેને ખુશી
૫ કરવા માટે આટલા દિવસ સુધી ઉત્સવ ચાલતો હતો, તેમને પોતપોતાના ઘરતરફ વળાવી દીધા છે. ને વળી આજ વશિષ્ઠગુરૂને સાથે લઈને,

(अनुष्टुप्.)

રાણીઓ રામમાતાઓ, નિર્ખવા યજ્ઞનો વિધિ,
૧૦ અગ્રે અરૂન્ધતી લેઈ, જામાતૃ—આશ્રમે ગઈ. ૫.

**सूत्र.**—હાં !

**नट.**—પરદેશી છું તેથી પુછું છું કે જામાતૃ કોણ ?

**सूत्र.**— (दुहो.)

કન્યા શાન્તા નામની થઈ દશરથ ભૂપાલ,
૧૫ લોમપાદ ભૂપે લીધી દત્તપુત્રી કરી બાલ. ૬.

વિભાણ્ડકના પુત્ર ઋષ્યશૃઙ્ગ તેને પરણ્યા છે. તેણે બારવર્ષલગીનો યજ્ઞ આરંભ્યો છે. તેને બહુ માન આપીને, સર્વ મોટેરાં પૂર્ણ ગર્ભવાળાં જાનકીવહૂને પણ મુકીને ત્યાં ગયાં છે. હવે એમને મુકીને, ચાલો આપણી જાતિની રીત
૨૦ પ્રમાણે રાજદરબારમાંજ જઈએ.

**नट.**—ત્યારે રાજાજીના આગળ રજુ થતીવેળે બોલવા લાયક અત્યંત શુદ્ધસ્તોત્રપદ્ધતિ આપ વિચારી કાઢો.

**सूत्र.**—અરે ! મારિષ ! (लावणी.)

કહો નિર્મલ ક્યાં જગવ્યવહાર,
૨૫ દિયે જન દૂષણ વારંવાર;
સર્વ જાત વ્યવહાર તે, દોષરહિત નવ હોય,
નારી, વાણીના શુભગુણ કે'વે, સુજન ન દીસે કોય,
જોય જન દુર્જન થઈને સાર—કહો નિર્મલ. ૭.

**નટ.**—અરે લોકો તો દુર્જન શું પણ અતિદુર્જન થાય છે એમ કેહેવું ઘટે. કેમકે,—

(गीति.)

વૈદેહી દેવીપર પણ જન કરતાં રહેછ અપવાદ:
રાક્ષસને ઘર રે'તાં (વ્રત ક્યમ સાધ્વીતણુંય સચવાય)? ૮. ૫
અગ્નિ નાહીં ઠરી સાચી, પણ તેપર જન કરે ન વિશ્વાસ:
(લંકામાં કરી શુદ્ધિ—સત્યવાત કે અસત્ય એ ભાસ)! ૯.

**સૂત્ર.**—પણ જો આ ગપાટો મહારાજને કાને પોહોચશે તો બહુ ખોટું થશે.

**નટ.**—સર્વથા દેવ અને ઋષિઓ કલ્યાણ કરશે. (પરિક્રમણ ૧૦ કરીને) રે! રે! મહારાજ ક્યાં છે? (સાંભળીને) પરિજનો આમ કેહે છે:

(वसंततिलका.)

શ્રીરામઆદિ વનવાસથી ઘેર આવ્યાં,
તેને ફરી પ્રીતિથી ભેટી ખુશી થવાને, ૧૫
આવ્યા હતા જનક, તે દિન ગાળી ઝાઝા,
આનન્દ મોદ કરી આજ ગયા વિદેહ; ૧૦.
સાલે વિયોગ બહુ દેવીદિલે પિતાનો,
તે વિસરાવી મુકવા પ્રીતિના વિનોદે,
ધર્માસનેથી ઉઠી રાજસમાજ છાંડી, ૨૦
અંતર્ગૃહે સતીસમીપ ગયા નરેન્દ્ર. ૧૨.

(બન્ને જાય છે.)

इतिप्रस्तावना.

(પછી આસને બીરાજેલાં રામ અને સીતા પ્રવેશ કરે છે.)

**राम**—દેવિ વૈદેહિ ! શાન્ત થા. એ વડીલો આપણને તજીને જઈ શકે એમ નથી, પણ

(**दुहा.**)

૫ નિત્ય કર્મ હોમાદિનું અગ્નિહોત્રીને કામ,
વિઘ્ન ઘણાં તેથી નડે ઠરી ન રહે કો ઠામ; ૧.
તેથી ધર્મ ગૃહસ્થનો સંકટપૂર્ણ વિશેષ,
સ્વેચ્છાચરણ ન તેમને રહે કદી લવલેશ. ૨.

**सीता**—આર્યપુત્ર ! તે હું જાણું છું, પણ બંધુજનોનો વિયોગ
૧૦ આડો ને અવળો સાલે છે.

**राम**—સત્ય છે. એજ આ સંસારનાં કાળજું કાપી નાંખે એવાં પદાર્થો! એનાથીજ ભય પામીને સર્વ કામનાનો ત્યાગ કરી બુદ્ધિમાન્ પુરૂષો અરણ્યમાં વિશ્રામ કરે છે.

(કંચુકી પ્રવેશ કરે છે.)

૧૫ **कंचुकी**—**રા**મભદ્ર ! (એમ અર્ધું બોલીને શરમાતો) મહારાજ!

**राम**—(જરા હસતે મોઢે) આર્ય ! પૂજ્યપિતાના પરિજનોને મને બોલાવતી વેળે **રા**મભદ્ર એ ઉપચારજ સારો શોભે છે. માટે નિત્યના અભ્યાસ પ્રમાણે બોલો.

**कंचु.**—**ઋ**ષ્યશૃંગના આશ્રમમાંથી **અ**ષ્ટાવક્ર પધારેલા છે.

૨૦ **सीता**—આર્ય! ત્યારે વાટ શાની જુઓ છો ?

**राम**—તરતજ અત્રે તેડી લાવો.

(કંચુકી જાય છે.) (**અ**ષ્ટાવક્ર પ્રવેશ કરે છે.)

**अष्टा.**—તમારૂં કલ્યાણ થાઓ.

**राम**—અભિવંદન કરૂં છું. આ આસને બિરાજીએ.

૨૫ **सीता**—તમને નમસ્કાર કરૂં છું. મારાં સર્વ મોટેરાં તથા આર્યા **શા**ન્તા સર્વ કુશલ છે ?

**राम**—મારા બનેવી સોમપીતી ભગવાન્ **ઋ**ષ્યશૃંગ તથા બેહેન **શા**ન્તા નિર્વિઘ્ન છે ?

**सीता**—અથવા અમને સંભારે છે?

**अष्टा.**—(આસને બેશી) હા. દેવિ! ભગવાન્ વશિષ્ઠે તમને કહાવ્યું છે કે,

**(वसंततिलका.)**

વિશ્વંભરા ભગવતી તવ મોટી માત, ૫
તાત પ્રજાપતિ સમાન, વિદેહરાજ;
હે રાજનંદિનિ! વહૂ થઈ તેની તું છે,
જેના છીએ કુલગુરૂ સવિતા, અમે, બે. ૩.

તેથી શી બીજી આશિષ્ આપીએ? કેવલ વીરપુત્રની માતા થજે.

**राम**—અમારા ઉપર મોટો અનુગ્રહ થયો. કેમકે, ૧૦

**(गीति.)**

લૌકિક સાધુજનની વાણી અર્થની પુઠે પળી જાય,
આદ્ય ઋષી જનની, પણ, વાણી પુઠે અર્થ સદા ધાય. ૪.

**अष्टा.**—ભગવતી અરૂન્ધતી તથા સર્વ દેવીઓ અને શાન્તાએ ઘણું ઘણું કરીને કહાવ્યું છે કે આને જે કોઈ ગર્ભ- ૧૫ દોહદ થાય તે તરતજ પૂર્ણ કરવો.

**राम**—એ જેમ કેહુ છે તેમજ થાય છે.

**अष्टा.**—વળી તમારા નણદોઈ ઋષ્યશૃંગે, દેવિ! તમને કહાવ્યું છે કે વત્સ! તમને પૂરા દહાડા થવા આવ્યા છે તેથી અત્રે આણ્યાં નથી, એટલુંજ નહિ પણ વત્સ રામભદ્રને એ તમને ૨૦ વિનોદ કરાવા માટે તમારી પાસે રેહેવા દીધેલા છે. તેથી આયુષ્મતીનો ખોળો પુત્રથી ભરાશે ત્યારે અમે મળવા આવીશું.

**राम**—(હર્ષ ને લજ્જાથી જરા હસતા) તથાસ્તુ. ભગવાન્ વશિષ્ઠે મને કાંઈજ આજ્ઞા કરી નથી? ૨૫

**अष्टा.**—સાંભળો.

(इंद्रवज्रा.)

જામાતૃયજ્ઞેથી અમે રહ્યા અહીં,
તું બાલ, ને, રાજ્ય નવીન છે વળી;
રે', સજ્જ તું પ્રીતિ પ્રજાની લેવા:
૫ એથી સુકીર્ત્તિ ધન તેજ મોટું. ૫.

**राम**—જેવી ભગવાન્ વશિષ્ઠજીની આજ્ઞા.

(दुहो.)

સ્નેહ, દયા, સુખ–ભોગ, વા જાનકી પણ કદી કાલ,
લોક પ્રીતિ આરાધવા, તજતાં દુખ ન લગાર. ૬.

૧૦ **सीता**—એથીજ આર્યપુત્ર રઘુવંશના ધુરંધર છે.

**राम**—અરે કોઈ છે કે? ઋષિ અષ્ટાવક્રને ઉતારો કરી આપો.

**अष्टा.**—(ઉઠીને પરિક્રમણ કરી) અહો કુમાર લક્ષ્મણ આવ્યા!

(લક્ષ્મણ પ્રવેશ કરે છે.)

**लक्ष्मण**—આર્યનો જયજયકાર થાઓ. આર્ય! પેલા ચિતારાએ
૧૫ આપણે આજ્ઞા કરી હતી તે પ્રમાણે આ પાટી ઉપર આર્યનું
ચરિત ચિત્રેલું છે. તે નિહાળો.

**राम**—વત્સ લક્ષ્મણ! દેવીના મનને બરાબર ગોઠતું ન હોય
તેવે પ્રસંગે વિનોદ કરાવવાનું તને ઠીક આવડે છે. એ
ચિત્ર ક્યાં સુધી આવેલું છે?

૨૦ **लक्ष्मण**—આર્યાની અગ્નિથી વિશુદ્ધિ થઈ ત્યાં સુધી.

**राम**—છાનો રે' છાનો.

(गीति.)

પવિત્ર જન્મી ત્યાંથી, પાવન તેને કોણ કરે બીજું?
તીર્થોદક વન્હિ પણ શુદ્ધિ લહે એ વિના ન બીજાથી. ૭.

૨૫ યજ્ઞ ભૂમિમાંથી ઉત્પન્ન થયેલી હે દેવિ! ક્ષમા કર. આ
અપવાદ તારે માથે જીવતા લગી ચોટ્યો!

(वसंततिलका.)

જેનું ઠર્યું ધન, મહા કુલકેરી કીર્ત્તિ,
તે કષ્ટદાયી જનને પણ રંજતા રે';
તેથી વધો અશિવ જે તવ હું, પ્રિયેમે !
તેને તું પાત્ર જરીએ ન હતી થયેલી; ૫.
(કાં કે હું શુદ્ધ ગણું પુણ્ય સ્વભાવ તારો,
તેને પવિત્ર કરી કોણ શકે બિચારો ?)
દીપે સુગંધી ફુલતે નિપજ્યુંજ ત્યાંથી,
માથે મુઠયું, ન ચરણે કર્યું ધૂલધાણી. ૯.

सीता—ફીકર નહિ, આર્યપુત્ર ! હોય. ચાલો તમારૂં ચરિત ૧૦. જોઈએ. (ઉઠીને પરિક્રમણ કરે છે.)

लक्ष्मण—આ રહ્યું તે ચિત્ર.

सीता—(નિહાળતી) આ નિરંતર ઉપરના ઉપરજ ઉભા રહેલા આર્યપુત્રની સ્તુતિ કરતા હોય એવા કોણ છે?

लक्ष्मण—ભગવાન્ કૃશાશ્વથી ગુરૂસંપ્રદાયવડે વિશ્વના મિત્ર કૌ- ૧૫. શિક ઋષિ વિશ્વામિત્રને મળેલાં એ સરહસ્ય જૃમ્ભકાસ્ત્રો છે. ભગવાન્ વિશ્વામિત્રે તે આર્યને તાડકાવધ સમયે પ્રસાદિમાં આપેલાં છે.

राम—દેવિ ! દિવ્યાસ્ત્રોને નમસ્કાર કર.

(हरिगीत.) ૨૦.

બ્રહ્માદિ સર્વ પૂર્વગુરૂએ વેદમંત્ર સુરક્ષવા,
તપ વર્ષ એક હજારથી પણ અધિક સુધી આરાધિયાં,
ત્યારે દીઠાં જયઅસ્ત્ર આ નિજ તેજથી ઝળહળ થતાં,
નિજ ઉગ્રતપતણું તેજ ધરી રૂપ ને ઉભું શું સમીપમાં. ૧૦.

सीता—એમને હું નમસ્કાર કરૂં છું. ૨૫.

राम—એ હવે સર્વથા તારી સન્તતિની સેવામાં રહેશે.

सीता—મોટો અનુગ્રહ થયો મારા ઉપર.

**લક્ષ્મણ**—આ **મિ**થિલાવૃત્તાંત જુઓ.

**સીતા**—અહો, ખીલેલા નવ નીલોત્પલના જેવા શ્યામ, ચીકણા, તથા અત્યંત ઝલકવાળા પુષ્ટ દેહથી કાન્તિમાન્ દીસતા, જેના ઉપર વિસ્મયથી સ્તબ્ધ થઈ ગયેલા પિતાજી ૫ નિહાળી રહેલા છે એવી રમ્ય અને સુન્દર છબી સમેત, કંઈ પણ હીસાબમાં લેખ્યાવિના સહસાજ **શં**કરનું ધનુષ્ ખંડિત કરતા, મોટે મુછપણ ન કુટેલી હોવાથી અત્યંત મુગ્ધ અને રમણીય દીસતા આર્યપુત્ર ચિત્રેલા છે!!

**લક્ષ્મણ**—આર્યા! જુઓ, જુઓ,

૧૦ (**દુહો.**)

**શ**તાનંદ, **ગો**તમસૂનુ-**જ**નકકુલગુરૂ સાથ,
**વ**શિષ્ઠાદિ સંબંધીને અર્ચે આ તવ તાત. ૧૧.

**રામ**—આ પણ જોવા જેવું છે:—

(**અનુષ્ટુપ.**)

૧૫ **જ**નકો ને **ર**ઘુઓનો, કોને સંબંધ ન પ્રિય?
જેમાં દાતા ગૃહીતા છે પોતે **કુ**શિકનંદન. ૧૨.

**સીતા**—વિવાહ સમયે ગોદાનઆદિ મંગલકાર્ય કરી રહેલા વિવાહ દીક્ષા પામેલા આ ચારે ભાઈ રહ્યા. અહો જાણે તેજ ઠેકાણે ને તેજ કાલે ઉભી છું.

૨૦ **રામ**— (**હરિગીત.**)

કમનીય કંકણ ધારિ કર કાન્તે! મનોહર દીપતો,
જાણે મહોત્સવ મૂર્તિરૂપે, પ્રેમ મોદ વધારતો,
મુજ હાથ તે દીધ **ગૌ**તમે આનંદમાં હું ગયો વહી,
તે તે સમય આવી મળ્યો સુમુખિ! શકે ફરીથી અહીં. ૧૩.

૨૫ **લક્ષ્મણ**—આ આર્યા; આ વળી આર્યા **મા**ણ્ડવી, ને આ વધૂ **શ્રુ**તકીર્ત્તિ.

**સીતા**—પણ વત્સ! આ બીજું કોણ?

**लक्ष्मण**—(લજ્જાથી જરા હસતો; આડું જોઈને) હં! આર્યા, ઉર્મિલાવિષે પુછે છે. ઠીક, બીજી તરફ નજર ફેરવી નાખું. (જાહેર) આર્ય! આ જુઓ જોવાલાયક છે, આ ભગવાન્ ભાર્ગવ.

**सीता**—મને બીહીક લાગે છે. ૫

**राम**—ઋષિ! તમને નમસ્કાર કરૂં છું.

**लक्ष्मण**—આર્ય! જુઓ, જુઓ, આ એમને આર્ય—

(એટલું બોલે છે તેવામાં.)

**राम**—(ચીડાઈને) અરે બીજું બહુએ જોવાનું છે તે બતાવ ને.

**सीता**—(સ્નેહ અને બહુ માનથી જોતી) આવા અતિશય વિનય- ૧૦ વડે કરીને આર્યપુત્ર બહુ શોભો છો.

**लक्ष्मण**—આ અમે **અ**યોધ્યામાં આવી પોહોચ્યા તે.

**राम**—(અશ્રુસહિત) અરેરે! મને સારી પેઠે સાંભરે છે કે,—

**(गीति.)**

તાતપાદના જીવતાં, દારાપરણી ગયા નવી ત્યારે, ૧૫
માતા કરતાં ચિંતા, તે દિન તો આપણા ગયા વીતી! ૧૪.

આ બાલક **જા**નકીનાં પણ તે વેળે,—

**(हरिणी.)**

વિરલ ઝુલતા ગાલે ઝીણા, મનોહર કુંતલે,
દશનકલિએ—નાનું જેનું દીપે મુખ, તે તણાં— ૨૦
લલિત લલિત, જ્યોત્સ્નાજેવાં, અકૃત્રિમ વિભ્રમે
મધુર કુમળાં અંગોનાં, મા લહે મુજ વારણાં. ૧૫.

**लक्ष्मण**—આ **મ**ન્થરા.

**राम**—(ઉત્તર દીધા સિવાય બીજી તરફ જઈને) દેવિ વૈદેહિ!

**(अनुष्टुप्.)** ૨૫

સ્નેહી **નિ**ષાદપતિની સાથે મેલાપ જ્યાં થયો,
**શૃં**ગવેરપુરે પૂર્વે, તે આ ઈંગુદીપાદપ. ૧૬.

**लक्ष्मण**—(જરા હસીને, મનમાં) વાહ ! બીજાં માતા કૈકેયીનું વૃત્તાન્ત આર્યે ગળતું મુક્યું.

**सीता**—અહો આ જટાસંયમનવૃત્તાન્ત !

**लक्ष्मण**— (अनुष्टुप्.)

૫ પુત્રને રાજ્ય સોંપીને, જે વૃદ્ધેક્ષ્વાકુએ ધર્યું,
આર્યે તે આ ધર્યું બાલ્યે પુણ્ય આરણ્યકવ્રત. ૧૯.

**सीता**—આ પ્રસન્ન અને પવિત્ર જલવાલાં ભગવતી ભાગીરથિ.

**राम**—દેવિ રઘુકુલદેવતા! તમને નમસ્કાર કરૂં છું.

(हरिगीत.)

૧૦ સગરયજ્ઞતણો તુરંગમ ભૂમિ ખણીં ખણીં ખોળતા,
ક્રોધ અગ્નિથીં કપિલ મુનિએ ભસ્મ પ્રપિતામહ કર્યા;
તે સમય તપ તપીં ભગીરથે, નીજ જાત કરીં અળખામણી,
બહુ કાલ પછીં, તવ જલવડે, ઉધ્ધારિયા હે ભગવતિ ! ૨૦.

એવાં હે તમે માતા! સીતાને પુત્રી અરૂન્ધતીના જેવી ગણીને
૧૫ એનું કલ્યાણ કરવામાં સર્વદા તત્પર રેહેજો.

**लक्ष्मण**—ભરદ્વાજજીએ બતાવેલા ચિત્રકૂટના માર્ગમાં આવેલો, સર્વ વનનો પતિ, યમુનાતટપરનો, આ શ્યામવડ.

**सीता**—આર્યપુત્ર ! એ પ્રદેશનું તમને સ્મરણ છે !

**राम**— (लावणी.)

૨૦ પ્રિયેરે ! તે તે ક્યમ વિસરાય ?
ઘડી ઘડી ચમકી ચિત ઉભરાય.
અંગ તવ માર્ગ-ગમન ન ખમાય:
શ્રમિત વળી લુલિત મુગ્ધ દેખાય;
આલિંગન અશિથિથી ચાંપું તે ધરીં પ્રેમ,
૨૫ ચુંથાયેલી મૃણાલી સરખાં દુર્બલ દીસે તેમ,
એમ મમ ઉર ધરીં જ્યાં ઊંઘાય—પ્રિયેરે. ૨૧.

**લક્ષ્મણ**—વિંધ્યાચલનાં અરણ્યોમાં પ્રવેશ કરતાં આ આપણી સામો થયેલો તે વિરાધ.

**સીતા**—એનું નામ મુકીને આવો, જે સમયે તાપ દૂર કરવા સારૂં આર્યપુત્રે પોતાને હાથે મારે માથે તાલવૃક્ષનું પત્ર ધર્યું હતું તે આપણો દક્ષિણારણ્યમાં પ્રવેશ કરવાનો સમય નિહાળીએ. ૫

**રામ**—અહીં, **(લાવણી.)**

ગિરિથી ઝમઝમ ઝરણો વહી જાય,
તટે તરૂવર પવને લ્હેંકાય,
સેવતા વૈખાનસ ઋષિ છાય, ૧૦
અતિથિપૂજન જ્યાં શ્રેષ્ઠ ગણાય,
મુઠીભર સામો રાંધી ખાય,
છતે એમ શાંત, ગૃહસ્થ મનાય,
એવાં તરૂવર પૂર્ણ આ ઉપવન જો તપ કાજ,
પરબ્રહ્મ પરમાર્થ ઉપાસે ઋષિ મુનિ સિદ્ધ સમાજ, ૧૫
આજ તે નજરે ફરી દેખાય.—પ્રિયેરે! ૨૨.

**લક્ષ્મણ**—જનસ્થાનમધ્યે આવેલો આ ગિરિરાજ પ્રસ્રવણ રહ્યો. અહો! અતિ ધાડ ઉગેલાં વૃક્ષવડે નિરંતર ઘનતિમિર ઘોર શીતલતાથી પરિપૂર્ણ સીમાડાવાળાં અરણ્યથી છવાઈ રહેલા તટવાળી ગોદાવરી નદીના ઉછળતા પ્રવાહથી એની ગુફાઓ ગાજી રહે છે, તથા સર્વ ઠામથી સતત ઘસડાઈ આવતાં મેઘનાં ટોળાંથી એની શ્યામતા વિશેષ ઝળકી ઉઠે છે. ૨૦

**રામ**— **(લાવણી.)**

સુતનુ! ગિરિવર તે ઉપર સદાય,
ઉઠાવે લક્ષ્મણ મરજી સદાય; ૨૫
સ્વસ્થ તે થકોં દિન નિકળી જાય,
સ્મરણ શું તેનું ન તુજને થાય!

અથવા શોભિત તીર જે ગોદાવરીના રમ્ય;
તેપર આપણું ફરવું હરવું સ્વચ્છન્દે સુખ ગમ્ય,
ધન્ય! શું તુજને સ્મરણ ન થાય?—પ્રિયેરે! ૨૩.
અડોઅડ કપોલ લાગી રહેલ,
૫ મન્દ અતિમન્દ મન્દ ધુની હેલિ;
નહિ પૂર્વાપર કાંઈ ગણેલ,
મુખે કાંઈ એમ લવંતાં ગેલ;
આલિંગન અશિથિલથી લપટી કર અકેક,
રમત ગમતમાં એમ ન જાણ્યો પ્રહર જતો નિશા એક,
૧૦ છેક નિશા થાકી વિરામી જાય.—પ્રિયેરે! ૨૪.

**લક્ષ્મણ**—આ પંચવટીમાં શૂર્પણખા રહી.

**સીતા**—હા આર્યપૂત્ર! અહિંથીજ છુટા પડશો?

**રામ**—અરે! વિયોગથી ત્રાસિ રહેલી! આતો ચિત્ર છે.

**સીતા**—ગમે તેમ હો પણ દુર્જન અતિ દુઃખ પેદા કરે છે.

૧૫ **રામ**—અરેરે! જનસ્થાનનાં સર્વ વૃત્તાન્ત વર્તમાન જેવાંજ ભાસે છે.

**લક્ષ્મણ**— **(શિખરિણી.)**

અહીંયાંથી, લાવી કપટરૂપ સુવર્ણ મૃગ, ને,
નઠારા પાપીએ, છલવિધિ કર્યો રાક્ષસ જને;
૨૦ કર્યું અંતે એવું, થઈ ગયું મટ્યું તોયપણ જે,
નડે સંભારંતાં સવળું અવળું સાલી મનને. ૨૫.
જનસ્થાને, ત્યારે, વિજન વગડે આર્ય રખડ્યા,
કર્યું એવું એવું વિકલ કરૂણાપૂર્ણ બહુ, હા!
રડ્યા જેથી સર્વે દશદ પણ કાઠિન્ય તજીને,
૨૫ દળાયું ભેદાઈ હૃદય વસમું વજ્રતણું તે. ૨૬.

**સીતા**—(અશ્રુસહિત, મનમાં) હાય! દેવ રઘુકુલાનંદ! આ પ્રમાણે મારે સારૂં આપે કષ્ટ વેઠ્યું!

**લક્ષ્મણ**—(રામ તરફ જોઈને, મર્મથી) આર્ય આ શું? તમારો,

(शिखरिणी.)

અહા! આ વાષ્પૌઘ, ત્રુટિત શુભમુક્તા લટસમો,
પડે ધીમે ધીમે ધરણિ, કણુ ફુટયે વિખરતો;
રૂંધેલો છે તોયે હૃદય ધમતો શોક સઘળો,
જણાયે બીજાને, અધર વળી નાસા થથરવે. ૨૭. ૫

राम—વત્સ! (हरिगीत.)

પ્રિયજન વિયોગવિશેષવન્હિ તીવ્ર પણ તે કાલ મેં,
વેઠયો ધીમે મનમાં હતી મળવાની આશા તે વડે;
પણ તેજ આગ ફરી ફરી મુજ હૃદયમાં ભડકે બળે,
મુજ હૃદય-મર્મવિષે થયા વ્રણપેર પીડા દાખવે. ૨૮. ૧૦

सीता—અરેરે! અત્યંત વધી ગયેલા ઉદ્વેગને લીધે હું પણ મારી જાતને આર્યપૂત્રવિનાની દેખું છું.

लक्ष्मण—(મનમાં) હો. લાવ બીજી તરફ એમનું લક્ષ ખેંચું. (ચિત્ર તરફ જોતો) એક મન્વંતર વયના વૃદ્ધગૃધ્રરાજ ભગવાન્ જટાયુષના પરાક્રમનું આ ચિત્ર જુવો. ૧૫

सीता—હા તાત! તમારામાં અપત્યસ્નેહ પરાકાષ્ટાએ પોહોચેલો હતો.

राम—રે તાત કાશ્યપ શકુન્તરાજ! તમારાજેવા મહા તીર્થસ્વરૂપ સાધુ ફરી કયાં મળે!!

लक्ष्मण—આ જનસ્થાનની પશ્ચિમે આવેલો, દનુરાક્ષસના ધડનો વાસ, ચિત્રકુંજવાન્ નામનો પેલો દણ્ડકારણ્ય પ્રદેશ; આ ઋષ્યમૂક પર્વત ઉપરનું તે મતઙ્ગઋષિનું આશ્રમસ્થાન; ને આ શ્રમણા નામની સિદ્ધશાવરી, તથા આ પેલું પમ્પા નામનું સરોવર. ૨૦

सीता—આ ઠેકાણે અત્યંત કુપિત થઈને સર્વ ધીરજ છાંડી આર્યપુત્ર મોં મુકીને રોયા હતા. ૨૫

राम—દેવિ! એ સરોવર બહુ રમણીય છે. એમાં,

(मालिनी.)

મળી મદકલ મલ્લિકાક્ષ પાંખો ઉરાડી,
ધવલ કમલ લાંબા દંડવાળાં ઝુકાવે;
નીલ કમલ ઘણાંથી પૂર્ણ એ ભૂમિ ભાગ,
૫ ખરી જઈ ફરી આંસુ આવતામાં દીઠા મેં. ૨૯.

**लक्ष्मण**—આ આર્ય હનુમાન્.

**सीता**—દીર્ઘકાળથી શોકાકુલ થયેલા સંસારનો ઉદ્ધાર કરી મહાઉપકાર કરનાર આ મારૂતિ.

**राम**— (अनुष्टुप्.)

૧૦ દિષ્ટ્યા! તે આ મહાબાહુ અંજનાનંદવર્ધન,
જેના વીર્યે કૃતી સર્વે ભુવનો, આપણે વળી. ૩૦.

**सीता**—વત્સ! જ્યાં પુષ્પયુક્ત કદંબ તરૂ ઉપર મયૂરનાં તાંડવ મચી રહેલાં છે એવો આ ગિરિ કીયા નામથી ઓળખાય છે? જેના એક વૃક્ષતલે, શેષ રહેલા પોતાના પ્રભાવના સૌભા-
૧૫ ગ્યમાત્રથીજ દીપતી મલિન કાન્તિવાળા, એક મુહૂર્ત માત્ર મૂર્છાવશ થયેલા તથા તમે રૂદન કરતાં ધારણ કરી રાખેલા આર્યપુત્ર ચિત્રેલા છે.

**लक्ष्मण**— (मंदाक्रांता).

તે આ શૈલાર્જુનકુસુમથી ગન્ધવાન્માલ્યવાન,
૨૦ જેની ટોચે, નીલ, જલ ભર્યો, મેઘ લાગ્યો નવીન;

**राम**—છાનો, ત્યાંથી વિરમ પ્રિય! મેં ના અગાડી ખમાય,
આવ્યો તે આ મમપર ફરી જાનકીનો વિયોગ. ૩૧.

**लक्ष्मण**—અહીંથી આગળ આર્યનાં તેમજ કપિરાજ અને રા-ક્ષસોનાં એક પછી એક અગણિત અદ્ભુત કાર્યો ચિત્રેલાં છે;
૨૫ આ આર્યા થાકી ગયાં છે; તેથી થોડો વિસામો લો એવી મારી વિનતી છે.

**सीता**—આર્યપુત્ર! આ ચિત્ર જોયાથી મને એક દોહદ થઈ આવેલો છે તેથી વિજ્ઞાપના કરૂં?

**राम**—હા, આજ્ઞા કર.

**सीता**—મને એમ મન થાય છે કે જાણે પ્રસન્ન અને ગભીર વન વૃક્ષોમાં ફરીથી વિહાર કરૂં અને ભગવતી ભાગીરથીના પવિત્ર તથા સુખકર અને શીતલ પ્રવાહમાં ફરીથી નાહું. ૫

**राम**—વત્સ લક્ષ્મણ!

**लक्ष्मण**—આજ્ઞા?

**राम**—દેવિની મનવાંછનાઓ તરતજ પુરી પાડવી એમ હવણાંજ ગુરૂજનોએ કહાવેલું છે, તેથી હેલા આવ્યાશિવાય સુખે ચાલ્યો જાય એવો રથ જોડાવી લાવ. ૧૦

**सीता**—આર્યપુત્ર! તમારે પણ ત્યાં આવવું પડશે.

**राम**—અરે કઠિનહૃદયે! એ પણ કેહેવું રહ્યું!

**सीता**—ત્યારે તો મને ગમ્યું.

**लक्ष्मण**—જેવી આર્યની આજ્ઞા. (જાય છે.) ૧૫

**राम**—પ્રિયે! આ વાતાયનના ઝરૂખામાં જરા વાર વિશ્રામ લેઈએ.

**सीता**—હા ચાલો. થાકથી કરીને ઊંઘથી તો જાણે ઢળી જવાય છે.

**राम**—ત્યારે અહીંયાં મારાઉપર નિરાંતે ચોંપીને ટેકો દેઈ સૂઈ જા. ૨૦

**(वसंततिलका.)**

કોટે પ્રિયા! મુક તું હાથ જીવાડનારો,
જ્યાંથી ગળે શ્રમથી સ્વેદકણો હજારો;
જે છે શશિકિરણથી ગળતી રૂપાળી,
ઈંદુમણિસ્રજની શીતલ કાંતિ ધારી; ૩૨. ૨૫

(તેમ કરાવતો આનંદથી) પ્રિયે! આ તે શું?

(शिखरिणी.)

ઊંઘું કે જાગું છું, ઝીલું હું સુખમાં, કે દુખ ડુબું?
ગયો છું ઘેરાઈ મદથી, વિષથી? ના કળી શકું;
તવ સ્પર્શે સ્પર્શે જડ મમ બધાં ઈન્દ્રિય કરી,
૫ ભમાવે વિકાર પ્રફુલ કરિ દે ચેતન વળી. ૩૩.

**सीता**—(હસતી) આપનો પ્રેમ સદાય ગભીર અને સ્થિર દૃઢ છે એથી બીજું શું કહું?

**राम**— (वसंततिलका.)

સુકાયલા જીવ રૂપી ફુલને ખિલાવે,
૧૦ તૃપ્તિ કરે, મનની શુદ્ધિ બધી ભુલાવે;
જે કર્ણ અમૃત, રસાયણ ચિત્તકેરાં,
આ આ મીઠાં, વચન તે કમલાક્ષિકેરાં. ૩૪.

**सीता**—પ્રિયંવદ! હવે મારે સુવું છે.

(સુવાને માટે ચારે તરફ જુવે છે.)

૧૫ **राम**—પ્રિયે! શું શોધવાનું છે?

(गीति.)

વિવાહ સમયથી માંડી જે કરપર તું ઊંઘી જતી પ્રીતિમાં,
ઘરમાં વનમાં નિત્યે બાલાપણમાં પછીથી યૌવનમાં; ૩૫.
અન્ય નારી અડક્યાથી પતિત થયો જે કદાપિ, ના વ્રતમાં,
૨૦ કર ઉપધાન રહ્યો તે **રા**મબાહુ આ સદાય સેવામાં. ૩૬.

**सीता**—(નિદ્રાથી ઝુકતી) આર્ય પુત્ર! એમજ છે એમજ છે.

(ઊંઘે છે.)

**राम**—શું પ્રિયંવદા છાતી ઉપર સુઈ ગઈજ. (સ્નેહપૂર્વક નિહાળીને.)

(शिखरिणी.)

૨૫ ગૃહે આ છે લક્ષ્મી, અમૃતતણી નેત્રાંજનશળી,
અડંતાં અંગાડુ પ્રફુલરસ રે'ચંદન મળી,
ધર્યા કંઠે બાહુ શિશિર મૃદુ મુક્તાસર ખરે,
નશું એનું વ્હાલું? અસહ નવ જો વ્રેહ નિવડે. ૩૭,

(પ્રતીહારી પ્રવેશ કરે છે.)

**प्रती.**—દેવ! આવેલો છે.

**राम**—અરે! કોણ?

**प्रती.**—દેવનો સદાય સમીપ રેહેનાર ગુહ્યસેવક દુર્મુખ.

**राम**—(મનમાં) શુદ્ધાન્તોને વિષે પણ ફરનાર દુર્મુખને મેં પુરવા- ૫
સિઓનું વૃત્તાન્ત જાણવા મોકલ્યો હતો. (જાહેર) આવવા દે.

(પ્રતીહારી જાય છે.)

(દુર્મુખ પ્રવેશ કરે છે.)

**दुर्मुख**—(મનમાં) હાય હાય! સીતા દેવીવિષે આવું મનમાં
પણ ન ઉતરી શકે એવું લોકોમાં ચાલતું કલંક મહારાજને ૧૦
કેમ કરીને કહું? અથવા મારા અભાગીયાને માથે તો એવાંજ
કામ ભાંગેલાં છે.

**सीता**—(સ્વપ્નમાં લવે છે) હા! આર્યપુત્ર! સૌમ્ય! ક્યાં છો?

**राम**—અરેરે! ચિત્રદર્શન કર્યા પછીથી થએલી, અતિઉદ્વેગ
કરનારી, વિરહની એની એજ ઝંખના દેવીને ઉદ્વેગ કરે છે. ૧૫

(સ્નેહથી હાથ ફેરવતો.)

(शार्दूलविक्रीडित.)

જેનું રૂપ ન થાય અન્ય અવળું દુઃખે સુખે સર્વદા,
જેને પામી શકે જનો સહજમાં સર્વે અવસ્થાવિષે,
સંસારે ઝટ પ્રાપ્ય શોક દુખથી દાઝ્યું ઠરે જ્યાં દિલ, ૨૦
દ્રોળાયે, ન કદાપિ જાય ઘટતો જેનો જરાથી રસ. ૩૮.
જાતાં કાળ ઘસાઈ થાય અળગાં સંકોચ લજ્જા, ભય,
ત્યારે સાર ચખાય સ્નેહ રૂપનો તેમાં ઠર્યો જે રસ;
એવો પૂર્ણ અનંત નિર્મલ રસે—સન્માનવ પ્રેમ તે,
સાધે વિશ્વવિષે મહાશ્રમવડે, તે એકનો એકરે. ૩૯. ૨૫

**दुर्मुख**—(પાસે જઈને) મહારાજનો જય થાઓ.

**राम**—શા સમાચાર છે?

**दुर्मुख**—રામભદ્રે તો મહારાજ દશરથને પણ વિસારે પાડ્યા એમ લોકો આપની સ્તુતિ કરે છે.

**राम**—એ તો પ્રશંસા થઈ. કાંઈ દોષ હોય તે કેહે કે તે દૂર થાય.

**दुर्मुख**—(રોતો) દેવ ! સાંભળો. (કાનમાં) આમ, આમ.

૫ **राम**—અરર ! અતિદુઃસહ તીખાવેગવાળું આ વાગ્વજ્ર છે.
(મૂર્છા પામેછે.)

**दुर्मुख**—મહારાજ ! શાન્ત થાઓ.

**राम**—(શુદ્ધિઆણીને.)

(गीति.)

૧૦ વૈદેહી દેવીપર, ધિક્ ! પરગૃહમાં રહ્યાનું દૂષણ જે,
અદ્ભુત ઉપાય કરીને શમાવેલું પણ ફરીથી જે આજે. ૪૦.
હા ! હા ! દૈવતણીરે દુર્ગતિનાથી ઉભું અહીં આવી,
મત્તશ્વાન વિષપેરે ચરી વળ્યું તે સર્વ ઠામ વિખરી. ૪૧.

ત્યારે હવે હું અભાગીયો શું કરૂં? (વિચાર કરીને કરૂણાથી)

૧૫ અથવા શું બીજું ?

(अनुष्टुप्.)

ગમે તે કાર્યનાથીએ પ્રજાને રાખવી ખુશી,
સજ્જનોની ઠરી એવી સનાતનની એ રીતિ. ૪૨.
પાળી છે જે પિતાજીએ એક ચિત્તે દૃઢવ્રતે,
૨૦ મને ને પ્રાણ બન્નેને તજીને અળગા થતાં. ૪૩.

વળી હવણાંજ ભગવાન્ વશિષ્ઠે પણ કહાવેલું છે. ઉપરાંત વળી

(वसंततिलका.)

ભૂપાલ સૂર્યકુલના જનમાં વરિષ્ટ,
તેણે કર્યું ઉજળું જે કુલ સાધુ શુદ્ધ;
૨૫ મારા પ્રસંગથી થઈ નીચી તેની નિંદા,
ધિક્કારરે મુજ અભાગી શિરે હજાર !! ૪૪.

હા દેવયજનસંભવા દેવિ! રે સ્વજન્માનુગ્રહપવિત્રિત વસુન્ધરે! હા નિમિ જનક વંશાનંદિનિ! અહો પાવક વશિષ્ઠ અરૂન્ધતી

સર્વેએ સ્તુતિ કરેલા શીલવાળી! અહા રામમયજીવિતે! અરેરે મહાઅરણ્યવાસ પ્રિયસખિ! હા મીઠા બોલી! થોડા બોલી! આવી તારાજેવીનો આવો પરિણામ ક્યમ થયો!!

(गीति.)

પવિત્ર ત્રિભુવન તુજથી તુજપર દે જન અપુણ્ય અપવાદ! ૫
ધણિયાળાં જન તુંથી નહિ ધણિઆળી પીડાય તું આજ!! ૪૫.

દુર્મુખ! લક્ષ્મણને કેહે, આ તારો નવો રાજા રામ આજ્ઞા કરે છે કે (કાનમાં) આમ આમ.

**दुर्मुख**—અગ્નિદેવે પરિશુદ્ધ કરેલાં તથા પવિત્ર રઘુકુળના સન્તાનને ગર્ભમાં ધારણ કરતાં મહારાણીનું દુર્જનોનાં વચનથી ૧૦ મહારાજે આજ આ શું ધાર્યું?

**राम**—ચૂપ. પુરજનો દુર્જન હોય કેમ?

(इंद्रवज्रा.)

ઇક્ષ્વાકુનો વંશ રૂચે બધાંને,
શોપાયું નિંદાબિજ દૈવયોગે; ૧૫
શુદ્ધિ શ્રમે અદ્ભુત કર્મ જે થયું,
તે કોણ માને અતિ દૂર તે રહ્યું? ૪૬.

તેથી જા.

**दुर्मुख**—હાય હાય! મહારાજ! (જાય છે.)

**राम**—હા! અરેરે! હું અતિ ઘોર બીભત્સ કર્મ કરનાર રાક્ષસ બન્યો છું. ૨૦

(पद.)

હૃદય હો! તેજ પ્રિયા પરહરી!—ધ્રુવ.
બાલાપણથી પ્રેમ ધરી મન,
ઉછેરી પોષણ કરી,—હૃદય હો! ૪૭. ૨૫
જેના દિલમાં દૂર થયાની
લેશ વાત નવ કરી;—હૃદય હો!— ૪૮.

કસાઈ પાળી પોષી ઉછેરી,
કપોતી દે જયમ પરી;—હૃદય હો !૦ ૪૯.
તેમ કપટકુડ છળી છેતરીને,
મોત હાથ દેઊં હરિ !—હૃદય હો !૦ ૫૦.

૫ ત્યારે મારા જેવા પાતકીને અરાહીને દેવીને હું શીદ અભડાવું છું!

(સીતાનું માથું સહસાજ ઊંચું કરીને હાથ ખેંચી લેતો.)

(ગીતિ.)

અપૂર્વ કર્મ કરંતા તજ હું ચાંડાલને તું રે મુગ્ધે!
ગણી ચંદનતરૂ બાઝી કટુફુલદાયક વિષતરૂના થડને. ૫૧.

૧૦ (ઉભો થઈને) અરેરે! હવે રામને તો—સર્વ જીવલોક ઉલટી ગયો! જીવવાનું પ્રયોજન પાર પડ્યું! આ જગત્ અધુના જીર્ણ અરણ્ય જેવું શૂન્ય થયું! સંસાર અસાર થયો! દુઃખમાત્રનુંજ શરીર થઈ ગયું! અરે હું અશરણ છું! શું કરૂં? ક્યાં જાઊં? અથવા.

૧૫ (ગીતિ.)

દુઃખદુઃખ ખમવાને રામે જગમાં લીધો શકે દેહ!
ચોંટી રહ્યો નવજાયે જીવ, મેખ વજ્રની થયો કેમ! ૫૨.

હા માતા અરૂન્ધતિ! હા ભગવન્ વશિષ્ઠ વિશ્વામિત્ર! હા ભગવન્ પાવક! હા દેવિ વિશ્વંભરા! હા તાત જનક!
૨૦ હે પિતા! રે માતાઓ! હા પરમોપકારી લંકાધિપતે વિભીષણ! હા પ્રિયસખા સુગ્રીવ! હા સૌમ્ય હનુમન્! હા સખિ ત્રિજટા! તમને બધાંને આ રામલે લૂટ્યાં છે! તમારો સર્વનો એણે અનાદર કર્યો છે! અથવા હું હવે તેમનું નામપણ દેનાર કોણ?

(અનુષ્ટુપ્.)

૨૫ કૃતઘ્નીને દુરાત્મા હું, નામ એવા મહાત્મનું,
લેઊં તેથી શકે લાગે પાપ એ પુણ્યશાલિને! ૫૩.

જો હું, (वसंततिलका.)

વિશ્વાસથી ઉરપરે ઊંઘી જે ગઈ છે,
છાંડું પ્રિયા ગૃહિણી તે ગૃહકેરી શોભા,
સ્વપ્ને ધ્રૂજે કઠિન ગર્ભઃ થયેલી મન્દ,
તેનોજ વ્યાઘ્રપશુને બલિ આપું પાપી. ૫૪. ૫

(સીતાના ચરણો માથે અરાડી) દેવિ! દેવિ! આ તારા પાદપંકજને રામના મસ્તકનો આ છેલોજ સ્પર્શ છે.

(રૂદન કરે છે.)

(નેપથ્યમાં.)

બ્રાહ્મણનું અતિ અહિત થાય છે! અહિત થાય છે! ૧૦

**राम**—અરે! તપાસ કરો કે આ શું છે!

(ફરીથી નેપથ્યમાં.)

(गीति.)

યમુના તીરે વસતા, તપ તપતા અતિઉગ્ર પુણ્ય ઋષિઓ;
લવણથકી ત્રાસેલો શરણ આવો તવ ઉભો યજ્ઞ તેનો. ૫૫. ૧૫

**राम**—અહો! શું અદ્યાપિ પણ રાક્ષસોનો ત્રાસ! આ દુરાત્મા કુંભીનસી પુત્રનું નિર્મુલ કરવા શત્રુઘ્નને મોકલું. (કેટલાંક ડગલાં આગળ જઈ પાછો આવીને) હા દેવિ! તું આ બધું શી રીતે વેઠશે! ભગવતિ વસુંધરે! શ્લાધ્યદુહિતા જાનકીની સંભાળ રાખજો. ૨૦

(गीति.)

જનક અને રઘુકુલની મંગલરૂપ જે પુણ્યશીલ તેને,
દેવયજન હે પુણ્યે! જન્મ દીધો છે કૃપા કરીને તેં. ૫૬.

(જાય છે.)

**सीता**—હા આર્યપુત્ર! સૌમ્ય! ક્યાં છો! (એકદમ ઉઠીને) ૨૫ હા ધિક્! નઠારા સ્વપ્નાવડે છેતરાઈને હું આર્યપુત્રનો વિલાપ કરૂં છું. (ચારે તરફ જોતી) અરે ધિક્ છે! મને એકલીને ઊંઘતી મુકીને આર્યપુત્ર જતા રહ્યા! અરે આ તે શું!

હશો! એમને મળીશ ત્યારે જો મને મારા આત્માનું ભાન રેહેશે તો હું એમને ખુબ ક્રોધ કરીને ખીજીશ. અરે આ-ટલામાં કોણ પરિજન છે?

(દુર્મુખ પ્રવેશ કરે છે.)

૫ **દુર્મુખ**—દેવી! કુમાર લક્ષ્મણ વિનતી કરે છે કે રથ તૈયાર છે, દેવી અંદર બીરાજીએ.

**સીતા**—આ બેસું. (ઉઠીને) મારો ગર્ભભાર જાણે ફરકે છે, તેથી ધીમે ધીમે જઈએ.

**દુર્મુખ**—દેવી આ માર્ગે, આ માર્ગે.

૧૦ **સીતા**—તપોધન સર્વને નમસ્કાર! નમસ્કાર રઘુકુલ દેવતા-ઓને! નમસ્કાર આર્યપુત્રના ચરણ કમલયુગલને! વંદન સર્વ ગુરૂજનોને!

(સર્વે જાય છે.)

**इति चित्रदर्शनोनाम प्रथमोऽङ्कः समाप्तः**

(નેપથ્યમાં.)

ભલે પધાર્યાં! તપોધના ભલે પધાર્યાં!

(વટેમાર્ગુનો વેશધારણ કરેલી તાપસી પ્રવેશ કરે છે.)

**તાપસી**—અહો આ તો વનદેવતા ફલ કુસુમ પત્રાદિકનો અર્ઘ્ય લેઈને મારી સામાં આવ્યાં છે. ૫

(વનદેવતા પ્રવેશ કરે છે.)

**વન.**—(અર્ઘ્ય આપીને.)

(શિખરિણી.)

રૂડો દા'ડો આજે, વનસુખ યથેચ્છા અનુભવો:
મહાપુણ્યે, કષ્ટે, સુજનજનનો સંગ મળતો: ૧૦
તરૂચ્છાયા, વારિ, અશાન તપને યોગ્ય સઘળું;
ફલો, મૂલો તે એ–નવ કશું પરાધીન ગણવું. ૧.

**તા.**—વાહવાહ! શું કહું!

(શિખરિણી.)

પ્રીતિ ભીની વૃત્તિ, વિનય મીઠી વાણી રસભરી; ૧૫
પ્રીતિ ચોખી શુદ્ધ, પ્રકૃતિથકી બુદ્ધિ શુભકરી;
મુખે વા છેડે વા ભર્યું સમરસે નિત્ય રસિલું; ૨.
દીપે સાધુઓનું ચરિત, સુધુ, ને ગૂઢ, ઉજળું.

(બન્ને બેસે છે.)

**વન.**—આજ કીયાં ભગવતીના દર્શનથી હું પાવન થઈ? ૨૦

**તા.**—મારૂં નામ **આ**ત્રેયી.

**વન.**—આર્યે **આ**ત્રેયિ! આ તરફજ આપે ક્યાંથી કૃપા કરી? અથવા શા પ્રયોજને દંડકારણ્યમાં આવવું થયું છે?

**આ.**— (ઇન્દ્રવજ્રા.)

આ ઠામમાં શ્રેષ્ટ ઋષિ **અ**ગસ્ત્ય, ૨૫
ઉદ્ગીથવેત્તા બહુ સાથ રે' છે;

વેદાન્ત તે પાસથી શિખી લેવા,
વાલ્મીકિને છાંડી અહીં ભમું છું. ૩.

**વન.**—ઘણાએક બીજા મુનિઓ એજ વૃદ્ધ, બ્રહ્મવાદી પ્રાચેતસઋષિની પાસે બ્રહ્મપારાયણાર્થે રેહે છે; ત્યારે આર્યાએ
૫ આ દીર્ઘ પ્રવાસનો શ્રમ કેમ લીધો હશે?

**આ.**—ત્યાં અધ્યયનનેવિષે બાહુ વિઘ્ન આવી પડે છે, માટે આ દીર્ઘ પ્રવાસનો અંગીકાર કર્યો.

**વન.**—શાં વિઘ્ન આવે છે?

**આ.**—એ ઋષિ દેવને કોઈ એક દેવતાએ સર્વ પ્રકારે અદ્ભુત
૧૦ તથા હવણાંજ ધાવણ છોડેલું એવાં નાનાં બે બાલક આણી આપ્યાં છે. તેનાથી ખરેખાત એકલા ઋષિઓનાંજ નહિ પણ સચરાસર ભૂતમાત્રનાં કાળજાં ઠરે છે, ને સર્વને તેમના ઉપર પ્રીતિ ઉપજે છે.

**વન.**—તેમનું નામ ઠામ આપને ખબર છે?

૧૫ **આ.**—તેજ દેવતાએ એમનો પ્રભાવ પણ કહેલો છે અને એમનાં કુશ અને લવ એવાં નામ પણ કહેલાં છે.

**વન.**—એમનો પ્રભાવ કેવો છે?

**આ.**—એમને સરહસ્ય જૃમ્ભકાસ્ત્રો જન્મથીજ સિદ્ધ છે.

**વન.**—એ તો મોટું આશ્ચર્ય!

૨૦ **આ.**—એમને શ્રી વાલ્મિક ગુરૂએ પરમ કૃપા કરીને, ધાત્રી કર્મથી માંડીને ઉછેર્યા, પાળ્યા, તથા ચૂડાકરણ સંસ્કાર કર્યા પછી ત્રણ વેદવિના બાકીની સર્વ વિદ્યામાં બાહુ સંભાળ રાખી કુશલ પણ કર્યા. ત્યાર પછી ગર્ભાધાનથી એકાદશ વર્ષ પુરાં થતાં એમને ક્ષત્રિયને ઉચિત વિધિપૂર્વક ઉપનયન
૨૫ સંસ્કાર આપી ત્રણ વેદનું અધ્યયન પણ કરાવ્યું છે.

એવા અતિ તેજિત અને ઝીણી બુદ્ધિવાળા છોકરાઓ સાથે મારા જેવાંથી અભ્યાસમાં ચાલી શકાતું નથી. કેમકે,

(हरिणी.)

ગુરુજી શિખવે એકી રીતે ગુણી જડ બેઉને,
ગૃહણ કરવે શકિત દે ના, ન ઓછી કદા કરે;
ફરક ફળમાં, રે' છે મોટો, તથા પણ ઉતરીઃ
વિમલ મણિ લે ઝાલી તેવું સુબિંબ ન ઠીંકરી. ૪. ૫

**વન**.—આજ વિઘ્ન કે ?
**આ**.—બીજું પણ છે.
**વન**.—તે શું ?
**આ**.—એક દિવસે મધ્યાન્હ સમયે એ બ્રહ્મર્ષિ **ત**મસા નદીએ ગયા. ત્યાં જોડકે ફરનારાં ક્રૌંચના જોડામાંના એકને ૧૦ પારધીને મારતો દીઠો; દેખતામાંજ અકસ્માત્ પ્રકટ થયેલાં અસ્પષ્ટતાદિ દોષરહિત, વાચા દેવી **અ**નુષ્ટુપ્ છન્દરૂપે એમના મુખમાંથી નીકળી ગયાં.

(अनुष्टुप्.)

મા નિષાદ ! પ્રતિષ્ઠા તું કદાપિ પણ પામતો, ૧૫
કે માર્યું ક્રૌંચજોડાના કામમોહિત એકને.

**વન**.—અહો ! **વે**દમંત્રોથી જુદીજ અને નવીન જાતની આ છંદની રચના છે.
**આ**.—તેજ સમયે સર્વ જગત્ના વિધાતા પદ્મયોનિ ભગવાન્ **બ્ર**હ્મદેવ ત્યાં પ્રકટ થયા, અને આ પ્રમાણે શબ્દબ્રહ્મનો ૨૦ પ્રકાશ કરતા ઋષિને કેહેવા લાગ્યા કે હે ઋષિ ! તમને વાણીરૂપ બ્રહ્મનું આજ જ્ઞાન થયું છે, તેથી **રા**માયણ વદો. તમારા જ્ઞાનના આર્ષ ચક્ષુની જ્યોતિ સર્વ ઠામમાં ઘુમશે. તમે આદ્યકવિ છો. એટલું કહીને ત્યાંજ અન્તર્ધાન થઈ ગયા. આ ઉપરથી શબ્દબ્રહ્મના મનુષ્યલોકને વિષે આ જાતના પ્રથમજ વિવર્તરૂપ **રા**માયણ ઈતિહાસ, ભગવાન્ ૨૫ **પ્રા**ચેતસે રચવા માંડ્યોછે.

**વન.**—વાહ ! એમણે તો સંસારજ માંડ્યો !

**આ.**—એજ વિઘ્ન.

**વન.**—યથાર્થ છે.

**આ.**—ભદ્રે ! મારો થાક ઉતરી ગયો છે, તેથી હવે **અ**ગસ્ત્યા-
૫ શ્રમનો માર્ગ મને બતાવો.

**વન.**—અહીંથી **પ**ંચવટીમાં થઈને **ગો**દાવરીને કાંઠે કાંઠે ચાલ્યાં જજો.

**આ.**—(અશ્રુસમેત) શું આ **ત**પોવન ! આ **પ**ંચવટી ! આ નદી શું **ગો**દાવરી! આ ગિરિ **પ્ર**સ્રવણ! તમે શું **જ**નસ્થાન
૧૦ દેવતા **વા**સન્તી !

**વા.**—હા એ બધું આજ.

**આ.**—વત્સ **જા**નકિ !

(ઉપજાતિ.)

આ સર્વ તારો પ્રિય બંધુવર્ગ,
૧૫ દૃષ્ટે પડી આજ કથા પ્રસંગ;
છે માત્ર તારૂં રહ્યું નામ તોયે,
પ્રત્યક્ષ જેવી અમને બતાવે. ૫.

**વા.**—(ભય પામીને, મનમાં) "છે માત્ર તારૂં રહ્યું નામ" એમ કેમ કહ્યું !! (જાહેર) આર્યે! **સી**તાદેવીનું શું અનિષ્ટ થયું?

૨૦ **આ.**—અનિષ્ટ એટલુંજ નહિ પણ કલંકે લાગ્યું. (કાનમાં) આમ, આમ.

**વા.**—હાય ! હાય ! દૈવનો આ દારૂણ વજ્રપાત તે શો !
(મૂર્છામાં પડે છે.)

**આ.**—ભદ્રે ! શાન્ત થાઓ શાન્ત થાઓ.

૨૫ **વા.**—(જાગીને) હા પ્રિયસખિ ! હા મહાભાગે ! તારા ભાગ્યમાં આજ હતું !! **રા**મભદ્ર ! **રા**મભદ્ર ! અથવા તમને શું કરૂં. આર્યે **આ**ત્રેયિ ! પેલા અરણ્યમાં **સી**તાદેવીને તજીને **લ**ક્ષ્મણ ગયા ત્યાર પછી એની કાંઈ ખબર મળી છે?

**આ.**—ના, ના.

**વા.**—અરેરે ! **અ**રુન્ધતી અને **વ**શિષ્ઠ ગુરુની આજ્ઞામાં બં-
ધાઈ રહેલું **ર**ઘુકુલવૃંદ બેઠું છતાં અને વૃદ્ધ રાણીઓ જીવતાં
પણ આમ કેમ થઈ શક્યું ?

**આ.**—સર્વ ગુરુજન તે પ્રસંગે **ઋ**ષ્યશૃંગાશ્રમમાં ગયેલાં હતાં. ૫
એ બાર વર્ષનો યજ્ઞ હવણાંજ સમાપ્ત થવાથી **ઋ**ષ્યશૃંગે
સર્વ ગુરુજનને પૂજા અર્ચા કરી વિદાય કર્યાં ત્યારે, ભગવતી
**અ**રુન્ધતીએ કહ્યું કે વધૂવિનાની સૂની **અ**યોધ્યામાં હું તો
આવનારી નથી. **રા**મની માતાએ પણ એ વાત કબુલ
રાખી. ભગવાન્ **વ**શિષ્ઠની આ ઉપરથી વિશુદ્ધ વાણી થઈ ૧૦
કે **વા**લ્મીકિતપોવનમાં જઈને ત્યાંજ વાસ કરીએ.

**વા.**—ત્યારે એ રાજા હવે શું કરે છે ?

**આ.**—એ રાજાએ અશ્વમેધ યજ્ઞ આરંભ્યો છે.

**વા.**—ધિક્કાર છે ! પરણ્યા પણ ખરા કે ?

**આ.**—અરે લાજો લાજો જરા. ૧૫

**વા.**—ત્યારે યજ્ઞમાં સહધર્મચારિણી કોણ થશે ?

**આ.**—**સી**તાની સુવર્ણમય મૂર્તિ.

**વા.**—અરેરે !

(अनुष्टुप्.)

વજ્રથીએ ઘણાં ગાઢાં, ફુલથી પણ જે મૃદુ, ૨૦
લોકપ્રિય મહાત્માનાં જાણીલે કોણ ચિત્તને ? ૯.

**આ.**—**વા**મદેવ પુરોહિતે સંસ્કાર કરેલો મેધ્યાશ્વ પણ છોડી
મુકયો છે. અને શાસ્ત્રપૂર્વક તેના રક્ષણ કર્તા પણ ઠરાવ્યા છે.
ગુરુસમ્પ્રદાયથી દિવ્યાસ્ત્રસંપૂર્ણ **લ**ક્ષ્મણપુત્ર **ચં**દ્રકેતુને એ
ચતુરંગ સેનાનો અધિષ્ઠાતા નિમ્યો છે. ૨૫

**વા**—(સ્નેહ અને કૌતુકથી) કુમાર લક્ષ્મણનો પણ પુત્ર ! અરે
માડી હવે મારા જીવમાં જીવ આવ્યો.

**આ.**—એટલામાં એક બ્રાહ્મણે પોતાનો મુએલો છોકરો રાજ-
દ્વારમાં નાંખીને, છાતી હૈયાં કુટતે બ્રાહ્મણનું અહિત થાય છે
એવી બૂમ મારી. એ સાંભળી રાજાના અનાચારવિના
પ્રજાને અકાલ મૃત્યુ થાય નહિ, એમ કરૂણામય **રા**મભદ્ર
૫ પોતાનો દોષ નિરૂપણ કરતા હતા એટલામાં સહસાજ
ગેબી વાણી થઈ.

**(गीति.)**

તપ તપતો પૃથિવીપર **શં**બૂક નામે શૂદ્ર **રા**મ! આજ,
શિરચ્છેદ તવ હાથે નિર્મ્યો તેનો, હણિ કર દ્વિજ કાજ. ૭.

૧૦ એવું સાંભળીને હાથમાં ખડ્ગ ગૃહણ કરી **પુ**ષ્પક વિમાનમાં
ચઢી જગત્પતિએ એ શૂદ્ર તપસીની શોધમાં સર્વે દિશાઓ
તથા ખુણાઓમાં ફરવા માંડ્યું છે.

**वा.**—શૂદ્ર **શં**બૂક નામનો ધૂમ્રપાન કરનાર આ **જ**નસ્થાન-
માંજ તપ કરે છે; તેથી **રા**મભદ્ર કદાપિ આ વનને ફરીથી
૧૫ પણ પાવન કરે.

**आ.**—ભદ્રે! હવે તો જઈશ.

**वा.**—આર્યે **આ**ત્રેયિ! દિવસ પણ માથે આવ્યો છે. વળી

**(कटाव.)**

જેની છાયા વિષે રમેઆ વિષ્કિર પક્ષી વીણે ચાંચથી,
૨૦ ઘડીમાં દાણા ઘડીમાં ફોડી ત્વચા તરૂની ઝાલે કીડા;
એમ છાલથી છાયાં તરૂથડ ઉપર બોલે આખું ભાગું
મધૂર શબ્દે કપોત સુંદર કુક્કુટ ટોળાં એવાં દ્રુમવર,
**ગો**દાવરીના તટપર શોભે, તેશું હસ્તી કુંભસ્થલ ઘસી
ચેળ મટાડે તે સમયે આ કરમાએલાં ચંડ તાપથી,
૨૫ દીટામાંથી પુષ્પ સુગંધી ખરી પડે છે, ગોદાવરીના
રમ્યનીરમાં; પૂજે એવી રીતે વૃક્ષો;—રમ્ય રમ્ય આ
સ્થલ શુભ ભાસે.—જેની છાયા. ૮.

**॥ इति विष्कम्भकः ॥**

## ॥ द्वितीयोङ्कः ॥

(પછી ખડ્ગ ઉગામીને દયા ભર્યા રામભદ્ર પ્રવેશ કરે છે.)

**राम**— (वसंततिलका.)

રે હસ્ત દક્ષિણ ! મુવા દ્વિજના શિશુને
જીવાડવા, કર તું શૂદ્ર મુનિ શિરે ઘા; ૫
ગર્ભશ્રમે ક્ષીણ **સી**તા વન કાઢવે પટુ
તે રામ ગાત્ર તું, તને જરીયે દયા શી !! ૯.

(બળેબળે પ્રહાર કરીને.) કર્મ તો **રા**મના જેવુંજ કર્યું ! પણ એ બ્રાહ્મણનો પુત્ર જીવ્યો હશે ?

(દિવ્ય પુરૂષ પ્રવેશ કરે છે.) ૧૦

**दिव्य पु.**—મહારાજનો જય થાઓ.

(वसंततिलका.)

ટાળી તમે **ય**મતણો ભય, દંડ દીધો,
આ બાલબ્રાહ્મણ જીવ્યો થયું શ્રેય મારૂં,
**શ**ંબૂક આવી ચરણે શિશ આ નમાવે; ૧૫
સત્સંગ હાથ મરવું પણ તારી આપે. ૧૦.

**राम**—આપણું બંને તરફથી સારૂં થયું. તેથી તારા ઉગ્રતપનું ફળ પામ.

(अनुष्टुप्.)

જ્યાં મહાનંદથી વાધે મોદ આનંદ સર્વદા, ૨૦
તૈજસ **બ્ર**હ્મલોકે ત્યાં જા તું રે' જે સનાતન. ૧૧.

**शंबू.**—આપના ચરણપ્રસાદનો એ મહિમા છે, તપનું ફલ નહિ. અથવા તપનો પણ મારાઉપર મોટો ઉપકાર થયો.

(मंदाक्रान्ता.)

શોધ્યે લાધ્યો શરણ સહુના, વિશ્વમાં, ભૂત નાથ ! ૨૫
ખોળી આવ્યા નીચ સમિપ તે કોશ કાપી હજાર;

તે છે મારા તપનું ફલ, આ અન્યથા આવવાનું,
ક્યાંથી થાયે **અ**વધ પુરિથી **દ**ણ્ડકામાં ફરીથી. ૧૨.

**રામ**—શું આ **દ**ણ્ડકા? (ચારે તરફ જોઈને) હા, હા.

**(कटाव.)**

૫ કોકોઠામે સ્નિગ્ધરમ્ય ને નયન હસાવે, વળીકો કાળી, વળીકો ભૂરી,
કોકોઠામે રૂપ ભયંકર ધારી કર્કશ દેતી ત્રાસ બહુ, ઠામે ઠામે
વળી ભરેલી ઝમઝમ ઝમઝમ વ્હેતાં ઝરણો તેના શબ્દે, દિશા,
રૂપાળી; પણે જણાયે તીર્થ પુણ્યનાં, આશ્રમ ઋષિના; પર્વત
પેલા ટોકાં કરતા; સરિતા ધીમી ઉછળી વ્હેતી; અરણ્ય બ્હોળાં
૧૦ મધ્યે નાનાં રમણીય લીલાં ઉપવન દીસે; એવા એવા,
વિવિધ પ્રદેશો પરિચિત મુજને દૃષ્ટે આવે;—દીસે દીસે,
સત્ય **દ**ણ્ડકા અરણ્ય આજે.—કોકોઠામે૦ ૧૩.

**શંબૂ.**—આ **દ**ણ્ડકાજ છે. આ સ્થલે પૂર્વે મહારાજે.

**(दुहो.)**

૧૫ રાક્ષસ ચૌદ હજાર જે ઘોર કર્મ કરનાર,
**ખ**રદૂષણ ત્રિસિરા સહે હણ્યા દુઃખ દેનાર. ૧૪.

જેથી કરીને **જ**નસ્થાનસિદ્ધક્ષેત્રનેવિષે, મારા જેવાં બીહીકણ જનોને પણ નિર્ભય ફરવા હરવાની છુટ થઈ.

**રા.**—અહો! એકલું **દ**ણ્ડકાજ નહિ પણ **જ**નસ્થાને આજ કે!

૨૦ **શંબૂ.**—હા. જેને દેખતાંજ સર્વ પ્રાણીમાત્રનાં રોમ ભયથી ઉભાં થાય છે એવી, ઉન્મત્ત ચંડ શ્વાપદનાં ટોળાંથી પરિપૂર્ણ ગિરિગહ્‌વરોવાળાં **જ**નસ્થાનની સીમનાં વિશાલ અરણ્યો આ દક્ષિણ દિશા તરફ આવેલાં છે. વળી,

**(शार्दूलविक्रीडित.)**

૨૫ જે કો ઠામ પ્રશાન્ત, અન્ય ગગડે પ્રોચ્ચંડસત્વસ્વને,
કો ઠામે ઊંઘતા મહાભુજગના શ્વાસેથી અગ્નિ બળે,

ઊંડી ફાટવિષે જહાં ચળકતું અત્યલ્પ પાણી દીસે,
તે આ સીમ, જહાં પીએ અજગરસ્વેદ પ્રતિસૂર્યકો. ૧૫.

**राम—** **(अनुष्टुप्.)**

**ખ**રાલય જે હતું પ્હેલાં **જ**નસ્થાન હું દેખું તે,
પ્રત્યક્ષ સમ, વૃત્તાન્તો પૂર્વનાં, મુજને દિસે. ૧૬. ૫

(ચારે તરફ જોઈને) વૈદેહીને વનોપભોગ સર્વથા પ્રિય હતા.
તેનાં તેજ આ ઘાડવનો. એથી વિશેષ ભયાનક શું હોય?
(અશ્રુસમેત.)

**(अनुष्टुप्.)**

મધુ ગન્ધિવને, નિત્યે તવસાથ રહીશ હું, ૧૦
એટલાથી થતી રાજી, એવો તે સ્નેહ એ તણો ! ૧૭.
કરેના કાંઈએ તોયે દષ્ટેદષ્ટ મળે સુખી;
તે તેને મન છે કાંઈ જે જેના મનમાં વસે. ૧૮.

**शंबू**—એ દુર્ગમ અરણ્યોને જવા દો; અને મદમત્ત મયૂરના કણ્ઠ જેવી અતિ ચીકણી તથા શ્યામ છબિના પર્વતોથી ૧૫ ઠામ ઠામ છવાયલાં—અહો આડ ઉગેલાં ઘનઘોર ઘટાવાળાં બાલતરૂસમુહથી અલંકૃત—નિર્ભય નૃત્ય કરતાં વિવિધ મૃગ-યૂથપરિપૂર્ણ આ પ્રશાન્ત અને ગંભીર મધ્યનારણ્યોને મહા-નુભાવ! નિહાલો. અહીંયાં,

**(हरिगीत.)** ૨૦

મદમત્ત બેશીં શકુન્ત હિલવે વેલવાનીર ખીલતી,
તેનાં મૃદુ ફુલથી સુવાસિત, સ્વચ્છ, શીત જલે ભરી;
પાકાં થયાં ફલભાર ઝુકતી જંબુકુંજ શ્યામથી,
ઝમ ઝમ કુદે જેનાં ઝરણ એવી વહે સરિતા ઘણી. ૧૯.

**(मालिनी.)** ૨૫

તરૂણરિંછ ગુફામાં શ્લેષ્મવાળાં બરાડે,
પ્રતિરવથકી શબ્દ સ્થૂલ થૈ બ્હાર આવે;

કરિ તરૂ ચીરો નાંખે—ગાંઠમાંથી ઝરંતો,
શીત, કટુ, ઘન તુરો, શલ્લકીવાસ વ્યાપ્યો. ૨૦.

**राम**—ભદ્ર! તારો માર્ગ મંગલકારી હજો. દેવલોકમાં જવા માટે તને વિમાન પ્રાપ્ત થાઓ.

૫ **शंबू**—વૃદ્ધ **બ્ર**હ્મવાદી ઋષિ **અ**ગસ્ત્યને અભિવંદન કર્યા પછી પરમપદમાં પ્રવેશ કરૂં. (જાય છે.)

**राम**— **(वसंततिलका.)**

સંસારસારરસમગ્ન અમે અહીંયાં,
ઝાલી સ્વધર્મ ચિરકાલ પુરા વસંતાં,
૧૦ આરણ્યકવ્રતી, ગૃહસ્થ વળી બન્યાં તે;
તે તેજ અઘ વન આ ફરીથી દિઠું મેં. ૨૧.

વળી, **(लावणी.)**

તેજપ્રિયપરિચિત પૂર્વ નિવાસ,
લહે દિલ કરૂણામય ઉલ્લાસ;
૧૫ તેજ ગિરિ આ જ્યાં વારંવાર,
મોર મળી કરતા ટૂહૂ ટૂકાર;
વળી આ વનથળ તેનાં તેજ,
રમે જ્યાં મત્ત હરિણ ફરી સ્હેજ.
મનહર વંજુલવેલથી છાયેલા ચોપાસ,
૨૦ નિચુલ વૃક્ષની ઘટા ન ભેદે જેપર સૂર્ય પ્રકાશ
પાસ તે નદીતટનો અવભાસ.—તેજ પ્રિય. ૨૨.
દૂર થકી પણ આ દીસે મેઘમાલસમ શ્યામ,
તે ગિરિવર **પ્ર**સ્રવણ જહાં વ્હે નદી **ગો**દાવરી નામ;
ઠામ જે મિત્ર વિયુક્ત ઉદાસ.—તેજ પ્રિય. ૨૩;
૨૫ એજ ગિરિપર અતિઊંચે શૃંગ,
વસંતા ગૃધ્રરાજ નિઃશંક;
અમે પણ તેની હેઠળ સ્હેલ,

પર્ણકુટી પેલીમધ્ય વસેલ;
**ગો**દાવરીજલમાં પડે શ્યામતરૂશ્રીભાસ,
જે તરૂચડમાં મધુર ગાય ખગ—તેથી પૂર્ણ વનાન્ત;
શાન્ત ચોપાસ વિશ્વમૃદુહાસ—તેજ પ્રિય. ૨૪

પેલી **પં**ચવટી, જેમાં ચિરકાલ સુધી વાસ કરતાનાં ૫
વિવિધ સ્વચ્છંદ વિલાસ વિહારના સાક્ષી, પ્રદેશો આવી ર-
હેલા છે, તથા જેમાં પ્રિયાની સખી **વા**સન્તી વસે છે
તેપણ અહીંયાંજ છે. અરેરે! અભાગી **રા**મને માથે આજ
આ શું આવી પડ્યું! હવે,

**(शिखरिणी.)** ૧૦

બહુકાલે વેગે ચઢી, ચરિવળે જે વિષસમો,
કશ્યાથી હાલ્યાથી ખટકી દુઃખ દે કંટક સમો;
ફુટ્યું ગંઠાયેલું હૃદયમરમે તે વ્રણ સમો,
વધી ગાઢો શોક—પ્રેમથી મુકતો નૂતન સમો. ૨૫.

તથાપિ પણ મારા પૂર્વના મિત્ર એ ભૂમિભાગને તો નિ- ૧૫
હાળીશજ. (જોતો) અહો ભૂમિ પણ ઉથલ પાથલ થઈ
ગઈ જણાય છે.

**(शिखरिणी.)**

હતા પ્હેલાં વ્હેલા, પુલિન નદીનાં ત્યાં બની રહ્યાં,
દીસે વૃક્ષો કેરી, ઘનવિરલતા આજ ઉલટી, ૨૦
બહુ કાલે દીઠું દીસતું વન આ અન્ય સરખું,
તથા તેનું તે એ દૃઢ મતિ કરે એમ ગિરિઓ. ૨૬.

અરે! હું તજીને જવા ધારૂં છું તોયે **પં**ચવટીનો સ્નેહ
જાણે મને અહીંયાંથી બળે બળે પોતાની તરફ ખેંચે છે.

(કરૂણાથી.) ૨૫

**(शार्दूलविक्रीडित.)**

જેમાં તે દિન તેની સાથ બહુ મેં ગાળ્યા, પછીથી અરે!
જે સંબંધી સદાય વાત ઘરમાં લંબાવી રે'તાં અમે,

આજે નાશ કરાવી તેજ પ્રિયનો પાપી અરે એકલા !
જોશે કેમ તું **રામ**! **પં**ચવટી તે, છાંડી જશે કેમ વા? ૨૭.

(**શં**બૂક પ્રવેશ કરે છે.)

**શંબૂ.**—મહારાજનો જય થાઓ. દેવ! ભગવાન્ **અ**ગસ્ત્યે
૫ આપ આટલા પાસે છો એમ મારી પાસેથી સાંભળીને,
કહાવ્યું છે કે આપને વિમાનમાંથી ઉતરવાના પ્રસંગને ઉ-
ચિત સર્વ મંગલ સાધી રહેલી વત્સલા **લો**પામુદ્રા તથા
સર્વે **આ**ગસ્ત્યાયનો આપની રાહ જોઈ રહ્યાં છે; તેથી
આવીને અમને મળ્યા પછીથી શીઘ્રવેગે દોડતા **પુ**ષ્પકમાં
૧૦ બેશી સ્વદેશ પધારી, અશ્વમેધને માટે સજ્જ થજો.

**राम**—જેવી ભગવાન્‌ની આજ્ઞા.

**શંબૂ.**—ત્યારે મહારાજ! આ તરફ **પુ**ષ્પકને વાળો.

**राम**—ભગવતિ **પં**ચવટિ! ગુરૂજનોની આજ્ઞાને લીધે **રા**મને
ક્ષણવાર તછોડીને જવું પડે છે તે ક્ષમા કરજો.

૧૫ **શંબૂ.**— **(લાવણી.)**

જુઓને દેવ દેવ જગરાય!
રમ્ય ગિરિ, સરિતા, ભૂમિ જણાય,
વસે ઘન કુંજ ગુંજ ઘુઘુકાર,
ઘૂ ઘૂ ઘૂ ઘુવડઘટા પરિવાર;
૨૦ રૂડા કીચકના ગાળા ગુચ્છ,
થરર થર કાંપે શબ્દથી દુષ્ટ,
વસંતી કાકપંક્તિ તે માંય,
લપાઈ શાન્ત ગુપ્ત ઝંપાય;
વળી જ્યાં ફરતા મત્તમયૂર,
૨૫ કરે કૂજિત ટુહુટૂ ચકચૂર;
તે જુનાં વડવૃક્ષનાં કોટરમાં પથરાય,
સાંભળીને ફણિધર ફફડે ને આકુલ વ્યાકુલ થાય;
રાય ગિરિ ક્રૌંચાવત દેખાય—જુઓને. ૨૮.

વળી, ગુફામાં ગોદાવરીનાં નીર,
વહે ગદ્ગદ શબ્દે બહુ ધીર;
અલંકૃત મેઘથકી નીલ શૃંગ,
લસે શાં દક્ષિણ ગિરિનાં વૃંદ !
૫ અન્યોન્યશું અથડાઈને ઉછળે જળકલ્લોલ,
તેના કોલાહલથી તાલવિણ વ્હે જલ ગંભીર લોલ,
પુણ્ય તે નદીસંગમ સોહાય—જુઓને. ૨૯.

(બન્ને જાય છે.)

इति पंचवटीप्रवेशोनाम द्वितीयोऽङ्कः समाप्तः

**(તમસા અને મુરલા નામની બે નદીઓ પ્રવેશ કરે છે.)**

**તમ.**—સખિ **મુ**રલા! કેમ ગભરાયલી જેવી દીસે છે?

**મુર.**— ભગવતિ **ત**મસે! ભગવાન્ **અ**ગસ્ત્યની પત્ની **લો**પામુદ્રાએ મને મહાનદી **ગો**દાવરીને એમ કેહેવાસારૂં મોકલી
૫ હતી કે વધૂને છાંડયા પછીથી,

**(अनुष्टुप्.)**

ઊંડો, શાન્ત, વધી આપે અંતર્ગૂઢ ઘનવ્યથા,
પુટપાક સમો, નિત્યે **રા**મનો કરુણારસ;

એ તો તમે જાણો છોજ. તેને લીધે એવા ઈષ્ટજનપર
૧૦ આવી પડેલા કષ્ટથી વધી ગયેલી શોક પરંપરાએ કરી **રા**મભદ્ર એવા તો લેવાઈ ગયા છે કે તેમને જોઈને મારૂં હૃદય તો થરેરી ગયું. હાલ વળી પાછા વળતાં, વધૂની સાથે અનુભવેલી પ્રીતિ વિશ્વાસની નાના વિધ ચેષ્ટાઓના સાક્ષી, **પં**ચવટી વનમાંના પ્રદેશો નક્કી એમની નજરે પડશેજ;
૧૫ તે પ્રસંગે પ્રકૃતિથી અતિધીર છતાં પણ આવી અવસ્થામાં ચારેતરફથી ઘેરી લેતા અતિદુઃસહ શોક ક્ષોભના વેગને લીધે, **રા**મભદ્રની ધીરજ પગલે પગલે કહ્યું નહિ કરે એવી મહાશંકા રેહે છે; માટે હે ભગવતિ **ગો**દાવરિ! તમારે સાવધાન રેહેવું જોઈએ.

૨૦ **(शालिनी.)**

વીચીકેરી ઝીણથી મંદ ટાઢો,
મ્હેંકી રે'તો પદ્મકિંજલ્કગંધે;
મોહે મોહે પ્રેરીને વાયુ ધીમે,
રાખી લેજો જીવતો **રા**મભદ્ર. ૧.

૨૫ **તમ.**—સ્નેહને તો એ પ્રકારની કાળજી રાખી સ્નેહીનું અનુકૂળ કરવું એ ઉચિતજ છે; પણ **રા**મભદ્રને જીવાડવાનો ઉપાય તો આજ ખરેખરોજ થઈ ગયો.

**મુર.**—શો વારૂ ?

**તમ.**—સાંભળો. **વા**લ્મીકિતપોવનની સમીપ **લ**ક્ષ્મણ તજીને ગયા ત્યાર પછી પ્રસવવેદના ન વેઠાવાથી અતિદુઃસહ દુઃખના વેગથી ધભરાઈને **સી**તા દેવીએ **ગં**ગાનદીના પ્રવાહમાં પડતું નાંખ્યું. તેની સાથેજ એમને બે બાલકનો પ્રસવ થયો. ૫ તરતજ માતા **પૃ**થ્વી અને **ભા**ગીરથી એમની વહારે ધાયાં અને રસાતલમાં લેઈ ગયાં; તથા ધાવણ મુક્યા પછી એ બે બાલકને મહર્ષિ **પ્રા**ચેતસને **ગં**ગાદેવી પોતે સોંપી આવ્યાં.

**મુર.**—(વિસ્મયથી.) **(અનુષ્ટુપ.)**

વિપત્તિ પણ એવાંની, હોય છે પરમાદ્ભુત ! ૧૦
જ્યાં સહાય થવા આવે આવાં પ્રીતિકરી જન. ૨.

**તમ.**—વળી હાલ, આ **શં**બૂકના વૃતાન્તથી **રા**મભદ્રને **જ**નસ્થાનમાં આવવાનો સંભવ છે એમ **સ**રયૂને મોઢેથી સાંભળીને, **ભા**ગીરથી માતા, ભગવતી **લો**પામુદ્રાએ અતિસ્નેહથી જે શંકા કરેલી છે તેજ શંકા કરીને, **સી**તાને લેઈ કંઈક પણ ૧૫ ધરકામનું બહાનું કાઢી **ગો**દાવરીને મળવા ગયાં છે.

**મુર**—ભગવતીએ ઠીક વિચાર કર્યો કે રાજધાનીમાં રહે રહેતો જગત્‌ના અભ્યુદયાર્થનાં નાનાવિધ કાર્યોવડે **રા**મભદ્રને મન રમાડો થઈ શકે, પણ એક મને શોક માત્રનેજ સાથે લેઈ એમનું **પં**ચવટીમાં પેસવું અતિભયકારક છે. ત્યારે **સી**તા- ૨૦ દેવી હવે **રા**મભદ્રની શી રીતે આશ્વાસના કરશે?

**તમ.**—એ વિષે ભગવતી **ભા**ગીરથીદેવીએ કહ્યું છે કે હે યજ્ઞભૂમિસમુદ્ભૂતે વત્સે **સી**તે ! આજ તો ચીરંજીવી **લ**વ **કુ**શને બાર વર્ષ થયાની જન્મગ્રંથિ બાંધવાનો દિવસ છે, તેથી તારા પુરાતન શ્વશૂર, આજ સુધીના **મ**નુરાજર્ષિ વંશના પ્રસવિતા ૨૫ સવિતા, જે સર્વ પાપના કાપનાર દેવ છે, તેમની તારે હાથે ચુંટેલાં ફુલવડે પૂજા કર; તને ભૂતલ ઉપર ફરતાં અમારા પ્રભાવથી વનદેવતા પણ દેખી નહિ શકે, તો માણસોનું

તો કેહેવુંજ શું? મને પણ આજ્ઞા કરી છે કે વત્સ જાનકી વધૂ તારા ઉપર બહુ પ્રેમ રાખે છે, તેથી તુંજ એની સાથે જા; તેથી હવે હું મારે કામે જાઉં.

**મુર.**—હું પણ આ વૃતાન્ત ભગવતી લોપામુદ્રાને નિવેદન ૫ કરૂં. મને લાગે છે કે રામભદ્ર પણ આવી પોહોચ્યાજ છે.

**તમ.**—અહો! આ ગોદાવરીના હ્રદમાંથી નીકળીને,

**(वसंततिलका.)**

જેનું દીપે મુખ ફીકા દુબળા કપોલે,
ગુંથ્યાવિના શિરપરે છુટી વેણ ઝુલે,
૧૦ દીસે શરીરે થયલી વિરહવ્યથાશી,
આવે વને કરૂણમૂર્તિસમાન જાનકી. ૩.

**મુર.**—એનાં.

**(लावणी.)**

અહા! કરમાયાં લૂલાં અંગ,
૧૫ થયાં સુકાઈ તેજહિણ ભંગ,
ઉખડિ પડિ દીટથી પીળી સુકાય,
કળી અતિ મુગ્ધ રમ્ય કરમાય,
દીર્ઘ, ત્યમ, દારૂણ શોક અપાર,
હૃદયકુલ શોષી હરે તન ચાર
૨૦ શરદસમે નભમાં તપે રવિકરતાપ પ્રચંડ,
કેતકીગરભે પત્ર લપાયું તે પણ સુકવે અખંડ,
ખંડ ત્યમ અંગ અરે ન અભંગ.—અહા૦ ૫.

(બન્ને જાય છે.)

૨૫ **॥ इति विष्कंभकः ॥**

## ॥ तृतीयोऽङ्कः ॥

(નેપથ્યમાં.)

અરે કોઈ ધાઓ ! ધાઓ !

(પછી પુષ્પ વીણવામાં ગુંથાયલી, તથા કરુણા અને ઉત્કંઠાથી સાંભળતી સીતા પ્રવેશ કરે છે.) ૫

**સીતા**—અરે ! મારી પ્રિય સખી **વા**સંતી બોલતી હોય એમ લાગે છે.

(ફરીથી નેપથ્યમાં.)

**(मंदाक्रान्ता.)**

દેવીએ, જે કરિશિશુ ઘણું શલ્લકીપત્ર ઘેલું, ૧૦
આપી પૂર્વે કરથી ચુંટીને પત્રઅગ્રો, ઉછેર્યું;

**સીતા**—તેનું શું થયું ?

(ફરીથી નેપથ્યમાં.)

પ્યારી સાથે રમતું જલમાં, આવી ત્યાં તેની સામે,
ગાંડો ગર્વે મદ બળભર્યો હસ્તિરાજ અડ્યો છે. ૧. ૧૫

**સીતા**—(ગભરાટથી ડગલાં ભરતી) આર્યપુત્ર ! મારા પુત્રકની વહારે ધાઓ, વહારે ધાઓ. (સંભારીને, ખેદથી.) હા ! ધિક્કાર છે ! ધિક્કાર ! જે શબ્દો બોલવાની ઘણા વખત સુધી ટેવ પડેલી તેના તેજ શબ્દો, પંચવટી દીઠાથી ફરી-થી પણ મજ અભાગણીના મોંમાંથી નીકળી જાય છે. હા ! ૨૦ આર્યપુત્ર ! (મૂર્છા પામે છે.)

(તમસા પ્રવેશ કરે છે.)

**તમ.**—વત્સે ! શાન્ત થા, શાન્ત થા.

(નેપથ્યમાં.)

વિમાનરાજ ! અહીંયાંજ રાખો. ૨૫

**સીતા**—(શુદ્ધિમાં આવીને, ગભરાતી ગભરાતી ઉલ્લાસથી) અહો, ક્યાંથી આ જલપૂર્ણ મેઘની ગર્જના જેવો સ્થૂલ

અને ગંભીર શબ્દધ્વનિ! જે કાને પડતાંજ મારા જેવી મંદભાગિનીને પણ તરતજ શુદ્ધિમાં લાવી દેછે.

**તમ.**—(સ્નેહનાં અશ્રુથી રોતી.) અરે વત્સે!

**(अनुष्टुप्.)**

૫ આખો ભાગો પડે કાને, ક્યાંથી આવ્યો ન તે સુઝે,
એવો નાદ સુંણીને તું કેમ આવી બની દિસે? ૨.
મયૂરી, મેઘની સુંણી ગર્જના, બનતી યથા,
ઉત્કંઠિતા, વળી ઘેલી, બાવરી, ભડકી રહી. ૩.

**सीता**—ભગવતિ! આખો ભાગો એમ શીદ કહો છો? મેં તો
૧૦ સ્વરસંયોગ ઉપરથી આર્યપુત્રજ બોલે છે એમ ક્યારનુંએ જાણેલું છે.

**तम.**—સાંભળ્યું છે ખરૂં, કે તપ તપતા શૂદ્રને દંડ દેવાને, એ **ઐ**ક્ષ્વાકુ રાજા **જ**નસ્થાનમાં પધાર્યા છે.

**सीता**—ઈશ્વરની મોટી કૃપા, કે એ રાજા પોતાના રાજધર્મથી
૧૫ ભ્રષ્ટ થયા નથી.

(નેપથ્યમાં.)

**(वसंततिलका.)**

જ્યાંછે તરૂ, વળી મૃગો, વળી બંધુ મારાં,
**ગો**દાવરીસમિપ આ ગિરિના તટોને,
૨૦ જેની ઘણી, ઝરણ પૂર્ણ ગુફા ઘટામાં,
હું પ્રાણપ્યારીસહ કાલ ઘણો વસ્યો છું. ૪.

**सीता**—(જોતી.) હા! પ્રભાત સમયના ચંદ્રમંડલ જેવા ફીકા, તથા નિસ્તેજ, અને દુબળા શરીરવાળા, ગંભીર અનુભાવ માત્રથીજ ઓળખાતા શું એ આર્યપુત્રજ! સખિ! મને
૨૫ અંધારાં આવે છે, મને ઝાલીલો.

(તમસાને ટેકો દેઇને મૂર્છા પામ છે.)

**तम.**—(ઝાલતી) વત્સે! શાન્ત થા! શાન્ત થા!

(નેપથ્યમા.)

આ પંચવટીને દેખતાંજ.

(गीति.)

હૃદયલીન દુઃખાગ્નિ સળગનાર છે આજ ચંડ ભડકે,
ધૂમરાશિ તેના સમ મોહ મને આ પ્રથમથી વીટી લે. ૫. ૫

હા પ્રિયે! જાનકિ!

**तम.**—(મનમાં) ગુરૂજનો પણ આજ ચિંતા રાખતાં હતાં!

**सीता**—(શુદ્ધિમાં આવીને) અરે! આ કેમ થયું?

(પુનઃ નેપથ્યમાં.)

હા દેવિ દણ્ડકારણ્યપ્રિયસખિ! હા દેવિ વિદેહરાજ- ૧૦
પુત્રિ! (મૂર્છા પામે છે.)

**सीता**—હા ધિક્કાર! ધિક્કાર! કે મને અભાગણીને સંભારતાંજ નેત્ર નીલોત્પલ મીચાઈ ગયાં, અને આર્યપુત્ર મૂર્છાવશ થયા! અરે! શું, નિરૂત્સાહથી અશરણ થઈ, ધરણી ઉપર ઢળી પડ્યા! ભગવતિ તમસે! ત્રાહિ! ત્રાહિ! આર્ય- ૧૫
પુત્રને જીવાડો. (પગે પડે છે.)

**तम.**— (गीति.)

તુંજ, અરે કલ્યાણિ! જીવાડ આજે ત્રિલોકના પતિને,
આ જન જેપર બાંધ્યો, સ્પર્શ તેજ કરતણો ઘણો પ્રિય છે. ૬.

**सीता**—જે થનાર હોય તે થાઓ. આપની આજ્ઞા માથે ૨૦
ચઢાવું છું. (ગાભરી ગાભરી જાય છે.)

(પછીથી ભૂમિ ઉપર પડેલા, તથા સજલ નયન સીતાના સ્પર્શવડે પ્રસન્ન થઇ સચેત થતા રામભદ્ર પ્રવેશ કરે છે.)

**सीता**—(જરા હર્ષથી મનમાં) ત્રિલોકનાથનો જીવ પુનરપિ પાછો આવ્યો એમ લાગે છે! ૨૫

**राम**—અહો આશું છે!

(वसंततिलका.)

નીચોવીયાં શું હરિચંદન-પત્ર ચિત્તે!
નીચોવ્યું ઈંદુકરકંદલ શું કુટીને!
કે તૃપ્તજીવિતતરૂ પરિતર્પણાર્થે
૫ સંજીવનૌષધિરસે મુજ ચિત્ત છાંટ્યું! ૭.
છે સ્પર્શ આ પરિચિત પ્રથમેથકી તે,
છે એજ જીવન, વળી મનમોહ એછે;
સંતાપની પલકમાં હરિ સર્વ મૂર્છા,
આનંદની, ફરીથી, જે જડતા વધારે. ૮.

૧૦ **सीता**—(ગાભરી ગાભરી જરા પાછી હઠતી) આટલુંજ મારે બસ છે.

**राम**—(બેઠાથતાં) પ્રેમાલ સીતાદેવીએ તો મારા ઉપર કૃપા નહિ કરી હોય!

**सीता**—હા ધિક્! શું આર્યપુત્ર મને ખોળશે?

૧૫ **राम**—લાવ જોઊં.

**सीता**—ભગવતિ તમસે! આપણે જરા ઓસરી જઈએ. જો મને મહારાજ દેખશે તો, એમની આજ્ઞાવિના હું પાસે ગઈ તેથી, વધારે કોપ કરશે.

**तम.**—અરે વત્સે! ભાગીરથીના વરદાનના પ્રભાવથી વનદેવતા
૨૦ પણ તને જોઈ શકે એમ નથી.

**सीता**—હાં, ખરી વાત છે.

**राम**—પ્રિયે! જાનકિ!

**सीता**—(ક્રોધથી ગદ્ગદ કંઠે) આર્યપુત્ર! આ વૃત્તાન્તને એ વચન છાજતું નથી. (અશ્રુસમેત) અથવા મને અભાગણીને સંભા-
૨૫ રીને આ પ્રમાણે બોલતા પ્રેમવત્સલ આર્યપુત્ર, જેનું દર્શન જન્માન્તરમાં પણ દુર્લભ છે, તેની સાથે વજ્રના હૈયાની થઈ નિર્દય શાને થાઊં? એમનું હૃદય હું જાણું છું, ને મારૂં એ જાણે છે.

**राम**—(ચારેતરફ જોતો, નિર્વેદથી) અહા! અહીંયાં કોઈએ નથી એ શું!!

**सीता**—ભગવતિ **तमसे**! મારો એમણે આ પ્રમાણે અકારણ ત્યાગ કર્યો છે તોપણ, એમનું આવા પ્રકારનું દર્શન થતાં, મારા હૃદયમાં શું ચાલી રહ્યું છે તે હું સમજી શકતી નથી. ૫

**राम.**—હું સમજી શકુંછું વત્સે! હું સમજી શકુંછું.

(**हरिगीत.**)

છે આશ તજી બનીયું ઉદાસી, શોષ ભર્યું તજવા થકી,
જડભાવ ભર્યું આ દીર્ઘકાલવિયોગમાં મળવા થકી; ૧૦
પ્રીતિરસ પીધે સુપ્રસન્ન, ભર્યું પ્રિયરૂદનથી ઊંડો આગથી.
આ ક્ષણ ગળ્યું તવ હૃદય રસમય પ્રેમ ઉદય થયા થકી. ૧૦.

**राम**—દેવિ!

(**गीति.**)

સ્નેહરસે શીતલ, તુજ સ્પર્શ, પ્રેમતણી મૂર્તિ સમો હજુએ, ૧૫
નવરાવે પ્રીતિરસમાં મુજને, પણ ક્યાં ગઈ તું નન્દિનિ! રે! ૧૧.

**सीता**—આજ એ અગાધ સ્નેહ દર્શાવતા આનંદરસ ઝરાવતા, આર્યપુત્રના ઉલ્લાપ, જે અત્રે સંભળાય છે. એ ઉપરથીજ મને નિશ્ચય થાય છે કે નિષ્કારણ ત્યાગરૂપી કાંટાથી વિંધાયલું પણ મારૂં જન્મ્યું સફલ છે. ૨૦

**राम**—અથવા પ્રિયતમા ક્યાંથી! એતો નિરંતર પ્રિયતમાનીજ ચિંતાના અભ્યાસથી **राम**ભદ્રને ભ્રમ થઈ ગયો.

(નેપથ્યમાં.)

અરે કોઈ ધાઓ! ધાઓ! (દેવીએ જે કરિશિશુ વગેરે અર્ધું ગાયછે.)

**राम**—(કરૂણા અને ઉત્કંઠાથી) એ બાલનું શું છે? ૨૫

(નેપથ્યમાં.)

(બારી સાથે રમતું વગેરે ઉત્તરાર્ધ ગવાય છે.)

**सीता**—અરે! હવે કોણ એની સહાયે જશે?

**राम**—વધૂ સાથે વિહાર કરતા પ્રિયાના પુત્રક ઉપર ચઢી આ-
વેલો એ દુરાત્મા ક્યાં છે! (ઉભા થાય છે.)

**(વાસન્તી પ્રવેશ કરે છે.)**

**वा.**—(ગાભરી ગાભરી) શું, દેવ **ર**ઘુપતિ!
૫ **सीता**—મારી પ્રિયસખી **વા**સન્તી ક્યાંથી!
**वा.**—દેવનો વિજય થાઓ.
**राम**—(નિહાળતો) કોણ, દેવીની પ્રિયસખી **વા**સન્તી!
**वा.**—દેવ! ત્વરા કરો, ત્વરા કરો, પણે, **જ**ટાયુ પર્વતની દ-
ક્ષિણે **સી**તાતીર્થ આગળ, **ગો**દાવરી ઉતરીને દેવીના પુ-
૧૦ ત્રકને, દેવ! આદરપૂર્વક નિહાળો.
**सीता**—હા તાત **જ**ટાયુ! આજ તમારાવિના **જ**નસ્થાન
સૂનું છે!
**राम**—અહહ! આ સર્વ કથાના સંસ્કાર હૃદય મર્મને છેદી
નાંખે છે.
૧૫ **वा.**—આ માર્ગે, મહારાજ! આ માર્ગે.
**सीता**—ભગવતિ! ખરે ખાત, મને વનદેવતા પણ નહિ દેખે?
**तम.**—અરે વત્સ! સર્વ દેવતા કરતાં **ગં**ગાદેવીનું ઐશ્વર્ય મોટું છે,
તેથી શંકા શાની કરે છે?
**सीता**—ત્યારે તો ચાલો એમની પાછળ પાછળ જઈએ.
૨૦ (પરિક્રમણ કરે છે.)
**राम**—(પરિક્રમણ કરીને) ભગવતિ **ગો**દાવરિ! નમસ્તે!
**वा.**—(નિહાળતી) દેવ! દેવ! સજોડ ઉભેલા પ્રિયાના વિજયથી
પુત્રકને નિહાળી પ્રસન્ન થાઓ.
**राम**—ચીરંજીવ! તારો વિજય વાધો.
૨૫ **सीता**—અહો! આ આવડો મોટો થઈ ગયો!
**राम**—દેવિ! ભાગ્યશાલી છે. જેણે,

(मंदाक्रान्ता.)

તાજી બેઠી-બિસકલિસમા બાલદંતાંકુરેથી
ખેંચ્યાં તારાં, સુતનુ! લવલીપલ્લવો કાનમાંથી,
તે આ, આજે, મદ ટપકતા વારણો જીતનારો
તારૂણ્યે જે ઉચિત સુખ તે ભોગવે પુત્ર તારો. ૧૨. ૫

**सीता**—હવે આ દીર્ઘાયુ આ સુંદર હાથણીથી કદાપિ વિખુટો ન પડશો.

**राम**—સખિ **वा**સન્તિ! જો જો. પ્રિયાનું મન હરણ કરવાનું ચાતુર્ય પણ આ બાલક શિખ્યો જણાય છે!

(शार्दूलविक्रीडित.) ૧૦

ખોદ્યું કંદ લીલાથી પંકજનું તે ખાઈ રહીને કર્યા,
મોટાં અંબુજથી સુગન્ધિ જલના ઝાઝા પ્રીતે, કોગળા,
છાંટ્યું નીગળતી સુંઢે જલ, વળી પ્રેમે વિરામે જતાં,
સીધાનાલસમેતપદ્મદલનું હાથે ધર્યું છત્ર આ. ૧૩.

**सीता**—ભગવતિ **त**મસે! આ આવડો થયો છે ત્યારે, હું જાણું છું કે, પેલા **લ**વ અને **કુ**શ, આટલે દહાડે, કેવાએ થયા હશે! ૧૫

**तम.**—જેવો આ છે, તેવા તે પણ થયા હશે.

**सीता**—હું કેવી અભાગણી છું, કે મારે કેવલ આર્યપુત્રનોજ નિરંતર વિરહ છે એટલું નહિ, પણ પુત્રોનો એ વિરહ છે. ૨૦

**तम.**—જેવું ભાગ્યમાં લખ્યું હોય તેમ થાય છે.

**सीता**—અથવા મારો જન્મારો એળેજ ગયો; કે એવા મારા પુત્રોના વિરલ, કોમલ, ધવલ, દંત તથા ઉજ્વલ કપોલવાળા, મૃદુ મધુર ધ્વનિ ઉચ્ચરતા, તથા મંદ હાસ્યથી ખીલી રહુલા, અને કાકશિખંડથી શોભતા અમલ મુખપુંડરીકને ચુંબન કર્યાનો આર્યપુત્રથી હજુ પણ લહાવો લેવાયો નથી. ૨૫

**तम.**—દેવતાના પ્રસાદવડે **तथास्तु**.

**સીતા**—ભગવતિ તમસે! આ એ બાલકોના સ્મરણથી મારાં સ્તનમાં પાનો ઉભરાઈ જાય છે તેથી, તથા એમના પિતા મારી પાસેજ ઉભેલા છે તેથી, એક ક્ષણમાત્ર હું સંસાર સુખમાં મહાલી રહી છું.

૫ **તમ.**—એમાં શું કેહેવું? અપત્યપ્રસવ એ સ્નેહની પરાકાષ્ટા છે, એજ માબાપને અન્યોન્યશું વિશેષ કસી લેનાર પ્રેમબંધ છે.

**(अनुष्टुप्.)**

સ્નેહાશ્રયથી બંનેનાં અંતઃકરણતત્વની,
આનંદગ્રંથિ બંધાયે—એક આ છોકરાં રૂપી.— ૧૪.

૧૦ **वा.**—દેવ! આતરફ પણ નિહાળો.

**(वसंततिलका.)**

ઉડે મનોહર નવાં મૃદુપિચ્છ ધીમે.
ઊંચી શિખા મણિમુકુટ સમાન શોભે;
તેઆ મયૂર મદતાણ્ડવઉત્સવાન્તે
૧૫ પોતે કદંબતરૂ પ્યારીસહે ગજાવે. ૧૫.

**સીતા**—(ઓવારણાં લેતી અશ્રુસમેત) આજ એ.

**राम**—વત્સ! પ્રસન્ન હો, પ્રસન્ન હો.

**સીતા**—એમ થાઓ.

**राम**— **(लावणी.)**

૨૦ સ્મરણતુજ ચિત્ત વિષે ઘોળાય
નજર તે સમય ફરી ઉભરાય;
ફરે તુજ નૃત્યપુઠે, મલકાય,
નયનમંડલ સઘળું ઘોળાય,
ચતુર વળી ભમર થનનથન થાય
૨૫ સરસ રમણીય શોભા નિરખાય;
એવી મુગ્ધાએ તને કરકલિએ દઈ તાલ

નચ્યો પ્રેમે થનગન થનથન પોતાનો ગણી બાલ
હાલ મન વત્સલથી ન વિસરાય—સ્મરણ તુજ. ૧૬.
વાહ! જનાવર પણ પ્રીતિને નમે છે.

(वसंततिलका.)

થોડાંક પુષ્પ ભર્યું આ હતું જે કદંબ ૫
તેને ઉછેર્યું ધરી પ્રેમ ઘણો પ્રિયાએ;

**सीता**—(નિહાળીને અશ્રુસહિત) આર્યપુત્રે ભલું ઓળખી કાઢ્યું!

**राम**— દેવીતણા સ્વજન જેવું વિચારી એને,
ધારે ગિરિમયૂર તેપર પ્રીત આવી!! ૧૭.

**वा.**—દેવ અત્રે આસનપરિગ્રહ કરો. ૧૦

(वसंततिलका.)

આ તેજ દેવ! કદલીવનમાં પડેલી
કાન્તાસહે શયનકાજ શિલા તમારી;
ત્યાં બેશી આપતી સીતા તૃણ પત્ર નિત્યે
તેથી ન છાંડી હરણાં હજી જાય જેને. ૧૮. ૧૫

**राम**—એના તરફ તો જોવું પણ અશક્ય છે.

(રુદન કરતો બીજી ઠામ બેસે છે.)

**सीता**—સખિ વાસન્તિ! આર્યપુત્રને તથા મને આ બતાવીને તે શું કર્યું!! હા ધિક્! એના એજ આ આર્યપુત્ર! એનું એજ આ પંચવટી વન! એની એજ પ્રિયસખી વાસન્તી! ૨૦ એના એજ નાનાપ્રકારના પ્રિયપ્રેમવિહારવિનોદના સાક્ષી ગોદાવરી વનના પ્રદેશો! એનાં એજ છોકરાં જેવાં મૃગ, પક્ષિ, તરુવરો! તોય પણ મારી અભાગિણીની નજરે એ બધાં તેનાં તેજ લાગતાં નથી, એવો મારો અવતાર ફરી ગયો છે. ૨૫

**वा.**—સખિ સીતે! રામની અવસ્થા કેમ જોતી નથી!

(हरिणी.)

સતત નિરખે ઇચ્છા થાતાં, તથા પણ દાખવે,
કુવલયદલસ્નિગ્ધાક્ષોથી નવી નવી ખૂબી જે,
વિકલ દિલના, ફીકા તે આ, વિયોગથી દુબળા,
૫ નજર રીઝવે, જો કે દીસે હતા ન હતા થયા. ૧૯.

**સીતા**—દેખું છું સખિ! દેખું છું.

**તમ.**—પ્રિયને દેખતીજ રે'જે.

**સીતા**—હા દૈવ! એ મારા વિનાના, હું એમના વિનાની એવું તે કોણે લખેલું હશે! જન્માન્તરને વિષે જાણે દર્શનનો લાભ ૧૦ થયો હોય એવું છે, તેથી લાવ એક મુહૂર્તવાર પણ વત્સલ આર્યપુત્રને, ખરી જઈને ફરી આંસુ ન્હેવા લાગે તેવા તેવા અન્તરમાં નિહાળી લેઊં. (અતિશય ઉત્કંઠાથી નિહાળે છે.)

**તમ.**—(સ્નેહનાં અશ્રુસમેત ભેટતી)

(मालिनी.)

૧૫ વરસતી પૂર અશ્રુધાર જે હર્ષ-શોકે;
વિકસિત, વધી લાંબી દર્શનોત્સુક્યથી જે,
પ્રીતિરસ ઝરતી, તે, ધોળી, ને મુગ્ધ તારી,
પ્રિયપતિ નવરાવે—દુગ્ધકુલ્યાશી દષ્ટિ. ૨૦.

**वा.**— (हरिणी.)

૨૦ મધુથી નિગળે, વૃક્ષો તે, દ્યો સુઅર્ઘ્ય ફૂલે, ફુલેઃ
વિકચકમલામોદે બ્હેંકે, વનાનિલ તે વહોઃ
મધુર ચલવો લાંબી ડોકે પ્રીતિગીત પક્ષિઓઃ
ફરિથી ઉતર્યા આ શ્રીરામ સ્વયં વન આ વિષે. ૨૧.

**राम**—આવો સખિ **વા**સન્તિ! અહીંયાં બેસો.

૨૫ **वा.**—(બેસીને રોતી) મહારાજ! કુમાર **લ**ક્ષ્મણ કુશલ છે?

**राम**—(ન સાંભળ્યું હોય એમ)

(मालिनी.)

કરકમલથી આણી નીર ને ઘાસ સામો,
તરૂ, હરિણ, ખગો જે મૈથિલીએ ઉછેર્યા;
દશાદ પણ ગલાવે તે સમો કો વિકાર,
નિરખિ નિરખિ તેને વ્યાપતો મુજ ચિત્તે. ૨૨. ૫

**वा.**—મહારાજ ! હું પુછું છું કે કુમારલક્ષ્મણ કુશલ છે ?

**राम**—(મનમાં) અરે ! મહારાજ એવું સ્નેહવિનાનું લુખું વિનય માત્રનું સંબોધન કર્યું; વળી આંસુથી આખા ભાગા બોલે સૌમિત્રીમાત્રનીજ કુશલતા પુછી; તે સર્વઉપરથી લાગે છે કે સીતાની સર્વ વાત આ જાણે છે. (જાહેર) હા કુમાર ૧૦ કુશલ છે. (રૂવે છે.)

**वा.**—અરે દેવ ! તમે આટલા બધા અતિશય દારૂણ કેમ થઈ ગયા છો.

**सीता**—સખિ વાસન્તિ! તું એમ શાને બોલે છે? આર્યપુત્ર તો સર્વને પ્રિય થવાને યોગ્ય છે, વિશેષે કરીને મારી પ્રિયસખીને. ૧૫

**वा.**— वसंततिलका.

તું જીવ, તું હૃદય છે મમ પ્યારી ! બીજું;
તું કૌમુદી નયનની, તું સુધા મમાંગે;
એવાં હજાર વચને રીઝવી સુમુગ્ધા,
તેનેજ;-શાન્ત, અથવા વદું શું વધારે ? ૨૩. ૨૦

(મૂર્છા પામે છે.)

**राम**—વાક્યનો વિરામ તથા મોહ બે યોગ્યજ સ્થળે થયાં ! સખિ ! શાન્ત થા શાન્ત થા.

**वा.**—(શુદ્ધિમાં આવીને) ત્યારે તમે આ ન કરવા જેવું શું કર્યું?

**सीता**—સખિ વાસન્તિ! જરા જંપ, જંપ. ૨૫

**राम**—લોક સાંખતા ન હતા તેથી.

**वा.**—શા કારણથી સાંખતા ન હતા?

**राम**—જે કાંઈ હોય તે તેજ જાણતા હશો.
**तम.**—લોકો એ ઠપકાને યોગ્યજ છે.

**वा.**— **(द्रुतविलंबित.)**

યશ કઠોર! તને પ્રિય હોય તો
૫ અયશ આ થકી ઘોર બીજો કીયો?
હરિણલોચનીનું થયું શું વને
અરર નાથ! કહો મન શું સુઝે? ૨૪.

**सीता**—સખિ **वा**સન્તિ! તુંજ ખરી દારૂણ ને કઠોર તો છે કે બળતા આર્ય પુત્રને પણ બાળેછે.
૧૦ **तम.**—પ્રેમ અને શોક એમ બોલાવે છે.
**स.**—સખિ! બીજું શું ધારીએ

**(वसंततिलका.)**

એ ત્રસ્તબાલમૃગશી ચલદૃષ્ટિવાળી
ભીતીથી ગર્ભ થથરચે ગતિ મંદ લેતી;
૧૫ જ્યોત્સ્નામયી શું, મૃદુમુગ્ધ મૃણાલ જેવી
વ્યાઘ્રાદિએ હણીજ અંગની વેલ તેની. ૨૫.

**सीता**—આર્યપુત્ર! આ રહી હું.
**राम**—હા પ્રિયે જાનકિ! ક્યાં છે.
**सीता**—હા ધિક્! આર્યપુત્ર પણ છુટે મોઢે રોવા લાગ્યા!
૨૦ **तम.**—વત્સે! દુઃખી માણસોને પોતાના દુઃખનું નિવારણ કરવું જરૂરનું છે; કેમ કે,

**(गीति.)**

તડાગજલપૂર થાતાં, ઉપાય દેવો માર્ગ તરત જલને:
શોક થકી ઉભરાતું હૃદય શકે ટકી પ્રલાપમાત્રવડે. ૨૬.

૨૫ વિશેષે વળી **रा**મભદ્રને તો બહુ બહુ જાતનાં સંસારમાં કષ્ટ આવી પડેલાં છે;

(शिखरिणी.)

વિધિપૂર્વે રક્ષા કરવી, મન ધાલી જગતની;
સુકાવે શોકાગ્નિ જીવ, કુસુમને તાપ ધમકી;
તજી હાથે, ક્યાંથી વિલપનવિનોદે સુખ મળે?
જીવે અદ્યાપિ તે ગણું હું રડવે લાભ નિપજે. ૨૭. ૫

**राम**—હાય હાયરે!

(हरिणी.)

હૃદય નપડે ફાટી દુઃખે, દળાઈ પીડાય છે;
શરીર સઘળું બ્હેરૂં મોહે, ન શુદ્ધિ તથા તજે;
અગન મનની બાળે અંગો, ન ભસ્મ કરી મુકે; ૧૦
મરમ હણતો દૈવે મારૂં ન જીવિત કાપી લે. ૨૮.

**सीता**—એમજ છે.

**राम**—રે પૌર મહાજનો!

(हरिणी.)

રૂચ્યું ન તમને દેવીકેરૂં ગૃહે રહ્યું, કે તજી ૧૫
તૃણસમ વને શૂન્યે, પુંઠે ન શોક કર્યો જરી;
ચિરપરિચિત સ્થાનાદિ આ ભમાવી મુકે મને,
અશરણ રડું તેથી; સામું જુઓ હજુએ તમે. ૨૯.

**तम.**—શોકસાગર અતિ ગંભીર ઊંડળાટે ચઢ્યો છે.

**वा.**—વાત વીતિ ગયે, હવે તો દૈવે ધૈર્ય ધારવું જોઈએ. ૨૦

**राम**—સખિ! આ પ્રસંગે ધૈર્ય તે આથી કેવું એક હોય?

(अनुष्टुप्.)

દેવીશૂન્ય થયું વિશ્વ, વર્ષ બાર ગયાં વહી,
નામે ડુબ્યું **સી**તાકેરૂં, તોયે **રા**મ મુવો નહિ. ૩૦.

**सीता**—આર્યપુત્રનાં આવાં વચનોથી મને મોહ થાય છે. ૨૫

**तमसा**—એ પ્રમાણે, રે વત્સે!

(गीति.)

સ્નેહશીતલ, વળી શોકે દારુણ વાણી, ન પ્રેમમાત્ર ઝરતી;
ધારા મધુની વરસે તુજ પર આ વિષરસેથી પૂર્ણ ભરી. ૩૧.

**राम**—અરે **વા**સન્તિ ! મેં

૫ (उपजाति.)

અંગારનો અંતર શલ્ય આડો
જડાય, કિંવા વિષદંશ લાગે;
તેવોજ તીનો હૃદિ શોક-શંકુ
છે મર્મછેદી પણ શું ન વેઠચો ! ૩૨.

૧૦ **सीता**—એ પ્રમાણે આર્યપુત્રને પુનરપિ હું અભાગિણી દુઃખ કર્તા થઈ પેઠી છું.

**राम**—ઘણું નિશ્ચલ રહે એ પ્રમાણે હૃદયને થોભાવી રાખું છું તોયપણ, ઓલી પેલી પરિચિત પ્રિય વસ્તુના દર્શનથી આજ મને આવો આવેગ થઈ આવે છે; વળી,

૧૫ (मंदाक्रांता.)

લોલોલ્લોલક્ષુભિત કરણોદ્વેગ દેવા મટાડી,
જેજે માંડુ જયમ ત્યમ કરી યત્ન તેતે હઠાવી;
કો વિકાર, પ્રસરી, દિલમાં, રે' બલે પૂર્ણ વ્યાપી,
જેવો ગાંડો જલ-સમુહ વ્હે રેતનો સેતુ કાપી. ૩૩.

૨૦ **सीता**—આર્યપુત્રના આ દુર્વાર દારુણ દુઃખક્ષોભથી પોતાનું દુઃખ ઉભરાઈ આવ્યું હોય એમ મારૂં હૃદય કાંપે છે.

**वा.**—(મનમાં) દેવ તો મહાકષ્ટમાં આવી પડચા ! તેથી લાવ એમનું મન બીજાઉપર લગાડું. (જાહેર) ઘણા કાળ સુધીના પરિચિત આ **જ**નસ્થાનના પ્રદેશોને દેવ નિહાળીએ.

૨૫ **राम**—ભલે. (ઉઠીને પરિક્રમણ કરે છે.)

**सीता**—જે દુઃખને વધારે દીપાવનારાં છે, તેને પ્રિય સખી વિનોદ કરાવનારાં ધારે છે !

**वा.**—(કરૂણાથી) દેવ! દેવ!

(**शार्दूलविक्रीडित.**)

આ તે, આજ લતાગૃહેથી નિરખી રસ્તો રહ્યા'તા તમે;
એ હંસોથકી કૌતુકે ચઢી રહી ગોદાવરી સૈકતે,
આવંતાં, મન શૂન્ય જેવું નિરખી, એણે, તમારૂં રચી ૫
ઝંખાઇ, અરવિંદકુડ્મલસમી મુગ્ધપ્રણામાંજલિ. ૩૪.

**सीता**—બહુ નિર્દય જણાય છે વાસન્તિ! બહુ નિર્દય જણાય છે; કે હૈયાના હીરમાં ઢંકાઇ રહેલા કાંટાને હલાવી હલાવીને, મને અભાગિણીને તથા આર્યપુત્રને વારંવાર સંતાપ્યાં કરે છે. ૧૦

**राम**—રે ચણ્ડિ જાનકિ! આમ તેમ દેખાય છે ત્યારે દયા કેમ લાવતી નથી?

(**मंदाक्रान्ता.**)

મુંઝાયેછે હૃદય અતિશે, દેવિ! ગાત્રો ગળેછે;
સંસારે સૌ ઉજડ દિસતો ચિત્ત મારૂં બળેછે; ૧૫
ધ્રૂજંતો આ ગહન તિમિરે ડુબતો જીવ જાય;
દુર્ભાગી હું કરૂં શું? સઘળે મોહ અંગે ભરાય. ૩૫.

(મૂર્છા પામેછે.)

**सीता**—ધિક્કાર ધિક્કાર, આર્યપુત્ર પુનરપી મૂર્છાવશ થઇ ગયા.

**वा.**—દેવ! શાન્ત થાઓ, શાન્ત થાઓ. ૨૦

**सीता**—હા આર્યપુત્ર! મજ અભાગિણીને લીધે તમસરખા સકલ સંસારના મંગલમય આધારનો જીવ વારંવાર સંશયમાં આવી પડે એવી દારૂણ દશા! અરે! મારૂં સર્વ ધૂળમળ્યું. હું મોઇ! (મૂર્છા પામેછે.)

**तम.**—વત્સે! શાન્ત થા શાન્ત થા. તારા કરનો સ્પર્શ એજ રામભદ્રને ફરીથી જીવતા કરવાનો ઉપાય છે. ૨૫

**वा.**—શું અદ્યાપિ પણ શુદ્ધિ નથી આવતી! હા પ્રિયસખિ સીતે! ક્યાં ગઇ તારા પ્રાણનાથની પાસે આવ.

**सीता**—(ગાભરી ગાભરી પાસે જાયછે ને હૃદયે તથા લલાટે હાથ અરાડે છે.)

**वा.**—સદ્ભાગ્યે **રા**મભદ્રને શુધ્ધિ આવી.

**राम**— **(वसंततिलका.)**

૫ લીંપે શકે સુરસઅમૃતલેપનાથી
અંતર્બહિરપિ શરીરની ધાતુને જે
સંસ્પર્શ તે ફરીથી જીવ મુકી અકસ્માત્
આનંદનાથી મનમોહ જુદો પમાડે. ૩૯.

(આનંદથી નયન ઓકાઇ જાયછે) સખિ વાસન્તિ! પ્રભુનો પાડ માન.

૧૦ **वा.**—દેવ! કેમ વારૂ?

**राम**—બીજું શું હોય **જા**નકી ફરીથી મળી.

**वा.**—અરે! દેવ **રા**મભદ્ર! ક્યાં છે?

**राम**—(સ્પર્શ સુખનો અભિનય કરતો) જો આ સામેજ રહી.

**वा.**—અરે હૈયાનું હીર બાળી નાંખતા આવા દારૂણ પ્રલાપ
૧૫ વડે કરીને પ્રિય સખીના દુઃખથી બળી રહેલી અભાગિણીને ફરીથી શીદ બાળોછો?

**सीता**—મને અહીંથી ઓસરી જવાનું મન છે; પણ દીર્ઘકાળના દારૂણ સંતાપને પણ એકાએક શમાવી દેતા આર્યપુત્રના, અચલ અનુરાગથી સુખકર અને શીતલ
૨૦ સ્પર્શથી કરીને, વજ્રલેપે જડાઇ ગયો હોય એમ પરસેવે નવાઇ જતો અને જડ થઇ ગયેલો મારો હાથ પરવશ જેવો થઇ ધૂજી રહ્યોછે.

**राम**—સખિ! પ્રલાપ કેવા!

**(शिखरिणी.)**

૨૫ ગૃહ્યો મેં જે પૂર્વે લગનસમયે કંકણધર્યો,
વળી વારે વારે અમૃતશિત સ્પર્શે મન વસ્યો,

**सीता**—આર્યપુત્ર! હજુ પણ તેના તેજછો.

**राम**— મીઠો, એનો તે આ, હિમકરકશો, કોમલ ઘણો,
મને લાધ્યો પાણિ, લલિત લવલીઅંકુર સમો. ૩૭.

**सीता**—હા ધિક્! આર્યપુત્રના સ્પર્શથી ભાન ભુલીને મારાથી ચૂક થઈ ગઈ.

**राम**—સખિ વાસન્તિ! આનંદથી મારી સર્વ ઈંદ્રિય ભાન ભુલી ૫ જડ થઈ લ્હેરાય છે, ને હર્ષથી ગાંડો થઈ હું હાથથી ગયા જેવો થયોછું માટે તું એને પકડી રાખ.

**वा.**—હાય! હાય! ગાંડાબળજ તો!

**सीता**—(ગાભરી ગાભરી ખેંચીને ખસી જાય છે.)

**राम**—હા ધિક્! ચુકયો! ચુકયો! ૧૦

(**गीति.**)

કરપલ્લવ તે એનો, જડ થરથરતો, લીંસો સ્વેદ જલથી,
સહસા સરકી પડ્યો, હા! જડ, કંપિત, મુજ સ્વેદ ભીના કરથી. ૩૮.

**सीता**—હા ધિક્! હજુ પણ એમનો જીવ ઠેકાણે આવતો નથી; અને નયન, ઘડીમાં ચંચલ ચમકી રેહે છે, ઘડીમાં ઠરી ૧૫ જાય છે, ઘડીમાં મૂઢ બની જોઈ રહે છે, ને ઘડીમાં ઝોકાં યાં જાય છે!

**तम.**—(સ્નેહ તથા હાસ્ય અને કૌતુકથી નિહાળતી.)

(**उपजाति.**)

સસ્વેદ રોમાંચિત કંપિતાઙ્ગી, ૨૦
થઈ પ્રિયસ્પર્શસુખેથી બાલા;
વાયુ વહે, વારિ નવું સિંચાયે,
ખીલે કળી જેમ કદંબ ડાળે. ૩૯.

**सीता**—(મનમાં) અહો આ મારા પરવશ થયેલા આત્માને લીધે ભગવતી तमસાએ મને લાજથી નીચું જોવરાવ્યું; ૨૫ એ શું ધારશે કે આ તારો તિરસ્કારરૂપ પરિત્યાગ, અને આ તારા હૈયાનો ઉમળકો!

**राम**—(ચોતરફ જોતો) હા! શું નથીજ! રે નિર્દય વૈદેહિ!
**सीता**—ખરે ખાત હું નિર્દયજ છું, કે તમને આવા દેખતી છતાં પણ જીવુંછું.
**राम**—દેવિ! ક્યાં ગઈ! કૃપા કર, દયા કર મને આ પ્રમાણે
૫ તજી જવો એ તને છાજતું નથી.
**सीता**—અરે આર્યપુત્ર! આતો વિપરીત જેવું આપ બોલોછો.
**वा.**—દેવ! પ્રસન્ન થાઓ; શાન્ત થાઓ; તમારા લૌકિક ધૈર્યથીજ પ્રિયાના વિયોગના શોકથી અત્યંત મુઝાતા હૈયા ઉપર કબજો રાખો. મારી પ્રિય સખી તે અહીંયાં ક્યાંથી હોય?
૧૦ **राम**—ખુલ્લુંજ છે કે નથી, નહિતો **વા**સન્તી પણ તેને ન દેખે. શું આતે સ્વપ્ન હશે? હું ઊંઘ્યો તો છું નહિ; અથવા **રા**મને સ્વપ્ન શાનું? સર્વથા એનો એજ, અનેક વાર પરિકલ્પનાએ નિર્માણ કરેલો, ભગવાન્ વિપ્રલંભજ પુનઃ પુનર્ મારી પુઠે ભમે છે.
૧૫ **सीता**—મેં નિર્દયેજ આર્યપુત્રને વિપ્રલંભમાં નાંખ્યા.
**वा.**—દેવ! જુઓ જુઓ, આ

**(शार्दूलविक्रीडित.)**

ભાંગ્યો શ્યામ **જ**ટાયુષે રથ પડ્યો **પૌ**લસ્ત્યનો લોહનો,
આ અગ્રેજ પિશાચમૂખ ખરનાં કંકાલ સુકાં જુઓ
૨૦ ખડ્ગે છેદી **જ**ટાયુપાંખ અહિંથી **સી**તા જ્વલન્તી હરી
અંતર્વ્યાકુલવિદ્યુદંબુદસમો આકાશ ઉડ્યો અરિ. ૪૦.

**सीता**—(ભયથી) આર્યપુત્ર! તાતને મારી નાંખેછે. મને હરી જાયછે; ધાઓ ધાઓ.
**राम**—(ક્રોધથી ઉભો થતાં) રે તાતના પ્રાણને ને **સી**તાને હરી
૨૫ જનાર પાપી! ઉભો રેહે.
**वा.**—અરે દેવ રાક્ષસકુલપ્રલયધૂમકેતો! હજુ પણ એના ઉપર તમારો રોષ તેવોને તેવોજ તીખો છે.
**सीता**—અહો હું ઉન્મત્ત બની રહીછું.

**राम**—અધુના જે પ્રલાપ થાય છે તે સાર્થકજ છે.

**(शिखरिणी.)**

ઉપાયો હોવાથી અવિરતવિનોદે રસિક જે,—
વીરોનાં સંગ્રામે જગત ભરતો અદ્ભુતરસે;—
હતો હા! મુગ્ધાક્ષીવિરહ—રિપુના ઘાત લગી તે, ૫
ન આરો કે રસ્તો ક્યમ કરી સહું આ વણ રડ્યે? ૪૧.

**सीता**—ન આરો કે ન રસ્તો! અરે! હું કરમફુટી મોઇજ.

**राम**—અરે દુઃખ,

**(शार्दूलविक्रीडित.)**

છે જ્યાં વ્યર્થ કપીંદ્રમૈત્રિ, હરિનું જ્યાં વીર્ય ચાલે નહિ, ૧૦
બુદ્ધિ ઋક્ષપતિનીએ ન, ગતિ જ્યાં ના વાયુના પુત્રની,
જ્યાં સુધી નવ વિશ્વકર્મસુતથી રસ્તો શકાયે રચી;
સૌમિત્રીશરનોય પાત નવ જ્યાં, તે ઠામ ક્યાં તું વસી? ૪૨.

**सीता**—એ પૂર્વનો વિરહ બહુ ભારે હતો એમ મારૂં મન માને છે.

**राम**—સખિ વાસન્તિ! હવે રામનું દર્શન મિત્રોને દુઃખ મા- ૧૫
ત્રજ ઉપજાવનારૂં થયું છે; તમને હું ક્યાં સુધી રડાવ્યાં
કરીશ? માટે મને જવાની રજા આપો.

**सीता**—(ઉદ્વેગ અને મોહથી તમસા ઉપર ટેકો દેઈને) ભગ-
વતિ તમસે! શું આર્યપુત્ર જાયછેજ!

**तम.**—વત્સ! ધીરજ ધર, ધીરજ ધર. આપણે પણ આયુ- ૨૦
ષ્માન્ કુશ લવને બાર વર્ષ થયાની જન્મગ્રંથી બાંધવાસારૂં
ભાગીરથીના ચરણારવિંદ સમીપજ જનારાં છીએ.

**सीता**—ભગવતિ! કૃપા કરો; એક ક્ષણમાત્ર પણ દુર્લભ જ-
નનું દર્શન કરી લેઉં.

**राम**—વળી હવે તો અશ્વમેધમાં છે મારી સહધર્મચારિણી પણ— ૨૫

**सीता**—(કાંપતી) આર્ય પુત્ર! કેઈ?

**राम**—સીતાની સુવર્ણમય મૂર્તિ,

**સીતા**—(ધડકતે હૈયે અશ્રુસમેત) આર્યપુત્ર! હવે આપનું રૂપ પ્રકાશ્યું; અહો! મારા પરિત્યાગની લાજનો કાંટો આર્યપુત્રે ઉખાડી નાંખ્યો.

**રામ**—તેને પણ નિહાળીને આંસુ ભર્યાં નયન ઠારૂં.

૫ **સીતા**—ધન્ય છે એને, જેને આર્યપુત્ર બહુ મોટી ગણે છે, અને જે આર્યપુત્રને વિનોદ કરાવતી સર્વ જગત્‌ની આશાનું જડીયું થઈ પડી છે.

**તમ.**—(મંદ હસતી હસતી, સ્નેહના આંસુથી ભેટતી) રે વત્સ! એવી તું પોતાનીજ સ્તુતિ કરે છે.

૧૦ **સીતા**—(લાજથી નીચું ઘાલતી, મનમાં) ભગવતીએ મને હસી કાઢી.

**વા.**—આપના આ મેલાપથી અમારી ઉપર મોટી કૃપા થઈ છે. જવાવિષે તો, આપના કાર્યને હાનિ ન પોહોચે તેમ થવા દો.

**સીતા**—**વા**સન્તીએ આજ મારી દુશ્મનની ગરજ સારી.

૧૫ **તમ.**—વત્સે! ચાલ જઈએ.

**સીતા**—(દુઃખી થતી) ચાલો.

**તમ.**—અથવા તારાથી કેમ જવાશે, જેના

(**અનુષ્ટુપ્.**)

રોપાયાં નાથમાં જાણે તૃષ્ણાથી દીર્ઘ ચક્ષુઓ,
૨૦ ઉખડે તે હજુએ ના મર્મચ્છેદક યત્નથ. ૪૩

**સીતા**—અપૂર્વ પુણ્યથી જેનાં દર્શન થયેલાં છે એવા આર્યપુત્રના ચરણકમલને નમસ્કાર. (મૂર્છા પામે છે.)

**તમ.**—વત્સ! શાન્ત થા, હૈયું ઠેકાણે રાખ.

**સીતા**—(શુદ્ધિમાં આવી) અથવા મેઘનાં ટોળાંથી વીટાઈ રહેલા
૨૫ પૂર્ણિમા ચંદ્રનું દર્શન તે કેટલી ઘડી હોય!

**તમ.**—અહો રચના!

(वसंततिलका.)

આ એકલો રસકરૂણ નિમિત્તભેદે,
દેખાય ભિન્ન સમ, ભિન્ન વિવર્ત પામે,
આવર્ત બુદ્‌બુદ તરંગ રૂપી વિકારે
ભાસે યથા સલિલ, છે જલ તોય સર્વ. ૪૪. ૫

**राम**—વિમાનરાજ! આ તરફ આ તરફ. (સર્વે ઉઠે છે.)

**तम.—वास**—(સીતા અને રામ પ્રતિ.)

(मालिनी.)

અવનિ, અમર સિંધુ, મુજ જેવા બીજાં વા,
કુલપતિ વળી પોતે આદિછન્દપ્રયોક્તા; ૧૦
મુનિ નિજ સતી પત્નિ સાથ પોતે વશિષ્ઠ,
તુજપર વરસાવો ભદ્ર સૌ મંગલાર્થ. ૪૫

(સર્વે જાય છે.)

इति छायानाम तृतीयोऽङ्कः समाप्तः

(બે તાપસ પ્રવેશ કરે છે.)

**एक.**—**સૌ**ધાતકિ ! ઘણાક અતિથિઓને નોતર્યા છે તેથી આજ ખુબ ધામધૂમ ચાલી રહેલું **વા**લ્મીકિનું આશ્રમસ્થાન તો જો. વળી,

૫ (शार्दूलविक्रीडित.)

નીવારૌદન–મંડ ઉષ્ણ મધુરૂ, સુવાવડી પ્યારિને
પીતાં જે વધ્યું તે તપોવનતણો પ્રેમે પીએ આ મૃગ;
રાંધેલા ઘૃતસાથ ભાતની ઝીણી સુગન્ધ જેમાં મળી,
કર્કન્ધૂફલમિશ્ર શાક તળતાં ઉઠી રહી વાસના. ૧

૧૦ **सौ.**—કોઈ પણ રીતે ટાળી ન શકાય એવું ધોળાં દાઢાંવાળાને અનધ્યાય કારણ ઠીક આવી પડ્યું.

**प्रथम.**—(હસતો) **સૌ**ધાતકિ ! ગુરૂપ્રતિ તો કોઈ જુદીજ જાતનું બહુ મોટું માન રાખવું જોઈએ.

**सौ.**—અલ્યા **ભા**ણ્ડાયન ! વૃદ્ધજનોની આ મોટી પોઠનો
૧૫ નાયક આ ચીરધારી અતિથિ આવ્યો છે, તેનું નામ શું ?

**भा.**—ધિક્કાર છે તારા હસવાને ! એમ લવારો શું કરે છે ! એ તો **ઋ**ષ્યશૃંગના આશ્રમમાંથી **અ**રૂન્ધતીપ્રમુખ મહારાજ **દ**શરથની દારાને લઈને, ભગવાન્ **વ**શિષ્ઠ આવેલા છે.

**सौ.**—**વ**શિષ્ઠ !

૨૦ **भा.**—હા.

**सौ.**—મેં તો જાણ્યું જે એ તો વાઘ કે વરૂ છે.

**भा.**—અરે ! શું લવે છે !

**सौ.**—કેમકે એ આવ્યો કે તરતજ પેલી બિચારી વાછડીને મડમડાવી ગયો.

૨૫ **भा.**—**समांसोमधुपर्कः** એ **શ્રુ**તિને માન આપનારા ગૃહસ્થોએ શ્રોત્રિય અભ્યાગતને માટે, વાછડી કે મોટો બળદ કે મોટો બકરો મારવો, એવો **ધ**ર્મસૂત્રકારોનો અભિપ્રાય છે.

**सौ.**—ઉભો રહે, તારા બોલવામાં વિરોધ છે.

**ભા.**—કેમ વારૂં ?
**સૌ.**—કે **વ**શિષ્ટાદિ પધાર્યા ત્યારે વાછડી મોકલી, અને આજ આવેલા **જ**નક રાજર્ષિનો મધુપર્ક તો વાછડીને મુકીને માત્ર દહીં અને મધવડેજ ભગવાન્ **વા**લ્મીકિએ પતાવી દીધો !
**ભા.**—જેણે માંસભોજન ન વર્જ્યું હોય તેને માટે ઋષિઓએ એ વિધિ કહેલો છે. પણ શ્રી**જ**નકે તો માંસાહાર તજેલો છે. ૫
**સૌ.**—શા માટે એમ કર્યું હશે?
**ભા.**—**સી**તાદેવીનો દૈવ રૂઠ્યો સાંભળીને તરતજ એમણે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરેલો છે, ને આજ કેટલાંક વર્ષ થયાં **ચં**દ્રદ્વીપ તપોવનને વિષે તપ તપ્યાં કરે છે. ૧૦
**સૌ.**—ત્યારે આવ્યા છે કેમ ?
**ભા.**—પોતાના જુના પ્રિયસુહૃદ **વા**લ્મીકિને મળવાને આવેલાછે.
**સૌ.**—ત્યારે એમનો ને એમનાં વેવાણનો મેલાપ થયો કે નહિ?
**ભા.**—હવણાંજ ભગવાન્ **વ**શિષ્ટે, તમારે જાતે જઈને **વિ**દેહરાજને મળવું જોઈએ એમ કેહેવા માટે ભગવતી **અ**રૂન્ધતીને **કૌ**શલ્યાદેવીની પાસે મોકલ્યાં છે. ૧૫
**સૌ.**—એ બધાં ઘરડાં એકેકને મળીને બેસશે, ત્યારે આપણે પણ આવ બધાં છોકરાંને ભેગાં કરી ખેલતા ફરવામાં આજની છુટીનો ઉપભોગ કરીએ. ૨૦

(પરિક્રમણ કરે છે.)

**ભા.**—જો આ **પ્રા**ચેતસ અને **વ**શિષ્ટમુનિની ઉપાસના કર્યા પછી **બ્ર**હ્મવાદી વૃદ્ધ રાજર્ષિ **જ**નક, આશ્રમ બહાર વૃક્ષની છાયામાં બેઠા છે. એ

**(अनुष्टुप्.)** ૨૫

હૃદયે નિત્ય લાગેલા **સી**તાશોક વડે તપેઃ
અન્તરગ્નિવડે જેવો બળ્યાં જાય વનસ્પતિ. ૨.

(બન્ને જાય છે.)

૨૫ **॥ इति विष्कंभकः ॥**

## ॥ चतुर्थोङ्कः ॥

(જનક પ્રવેશ કરે છે.)

जनक— शिखरिणी.)

૫ થયું આવું પુત્રીતણું દુરિત જે તીવ્ર, વસમું,
દમે શારી હૈયું, તરત મનમાં તેથી ઉપજ્યું—
પટુ, ધારાવાહી, નવિન સરખું આજ પણ તે—
તથા મર્મચ્છેદી—ક્રકચ સમ, આ ક્રોધ ન શમે. ૧.

હાય! જરાથી અને દુઃસહ દુઃખથી તથા વારંવાર આચરેલાં
૧૦ પરાક સાન્તપન આદિક તપથી સૂકાઈ ગયેલો આ મારો બળ્યો
ઝળ્યો દેહ હજુ સુધી પણ પડતો નથી! જે આત્મઘાત કરે છે
તેને, પોતાના પાપનો ક્ષય થતા સુધી, આંધળા કરી નાંખે એવા
અંધકારથી પૂર્ણ **અ**સૂર્યનામના નરક લોકમાં રેહેવું પડે છે, એમ
ઋષિઓ વદે છે. ક્ષણે ક્ષણે મનમાં ઘોળાઈ રહ્યાથી સ્પષ્ટ થઈ
૧૫ સ્ફુરી રહેલો, અને તાજોજ હોય એમ દારૂણ દમતો, આ મારા
દુઃખનો ઘા અનેક વર્ષ વીતી ગયાં તો પણ રૂઝાતો નથી. અરે
માડી દેવયજનસંભવે **સીતે**! તારા ભાગ્યમાં એવું લખાઈ આવ્યું
કે જેને લીધે લાજના માર્યા મન મુકીને રડી પણ શકાતું નથી.
રેરે પુત્રિ!

૨૦ (मालिनी.)

નિત નિમવિણ રૂવે ને હસે તેથી શોભે,
જહિં દશન-કળીનાં કુમલાં અગ્ર શોભે,
તુટી ફુટી, અખડાતા બોલતું બોલ કાલા,
વદન-કમલ નાનું સાંભરે તારૂં બાલા! ૨.

૨૫ ભગવતિ **વ**સુન્ધરે! ખરે તું બહુ કઠણ કાળજાની છે.

(शार्दूलविक्रीडित.)

તું, **વ**ન્હિ, મુનિયો, **વ**શિષ્ઠગૃહિણી, **ગં**ગા, બધાં એ તણો,
જાણો છો મહિમા, **ર**ઘુકુલગુરૂ પોતે **ર**વિ જાણતો;

વિદ્યા ભારતીએ તથા જાણી તમે, જે સૌસમી દેવતા,
તેવી પુત્રીતણો વિવાસ ક્યમ રે સાંખી શકી દારૂણા! ૩.

(નેપથ્યમાં.)

આ માર્ગે ભગવતિ! આમ મહાદેવિ! આમ.

જનક—(જોતો) અહો ગૃષ્ટી કંચુકી ભગવતી અરૂન્ધતીને તેડી લાવે છે. (ઉઠીને) પણ મહાદેવી કહીને કોને બોલાવે છે! (નિહાળતો) અરેરે! શું મહારાજ દશરથનાં ધર્મપત્ની મારી પ્રિયસખી કૌશલ્યા! અરે આજ કૌશલ્યા એમ તે કોણ કહે! ૫

(वसंततिलका.)

લક્ષ્મીસમાં દશરથપ્રિયપત્નિ પ્હેલાં, ૧૦
લક્ષ્મીજ વા અધિક શું ઉપમાન એમાં;
તે દુઃખરૂપજીવ કોઈક અન્યશાં, હા!
છે દૈવયોગથી દશા વિપરીત શી આ! ૪.

આ વળી બળતામાં ઘી હોમાયું,

(अनुष्टुप्.) ૧૫

હતાં એ મુજને પૂર્વે મૂર્તિરૂપ મહોત્સવ:
લૂણ ઘામાં પડે તેવું, થયું તેનુંજ દર્શન! ૫.

(પછી અરૂન્ધતી, કૌશલ્યા અને કંચુકી પ્રવેશ કરે છે.)

અ.—તમારે જાતે જઈને વિદેહરાજને મળવું જોઇએ એવી તમારા કુલગુરૂની આજ્ઞા થયેલી છે, ને મને તે સારૂંજ મોકલેલી છે; ત્યારે આમ ડગલે ડગલે અચકાઓ છો શું? ૨૦

कं.—દેવિ! તમારૂં હૈયું કબજે રાખો, ને ભગવાન્ વશિષ્ઠની આજ્ઞા પ્રમાણે કરો એમ મારી વિનતી છે.

कौ.—આવે વખતે મિથિલાધિદેવને મળવું! બધાં દુઃખ એકી વેળેજ આવી પડે છે! મૂળમાંથી ઉખડી પડતા આ મારા હૈયાને ધારણ રેહતી નથી. ૨૫

अरु.—એમાં શો સંદેહ છે.

(उपजाती.)

ધારા રૂપે નિત્ય વહે જનોના
સદ્બન્ધુવિયોગ દુખો, તથાપિ,
દીઠે જન પ્રિય બની સુદુઃસહ,
૫ હજાર સ્રોતઃસમ ઉછળે છે. ૬.

**कौ.**—વત્સ **જા**નકી વધૂનું આમ થઈ ગયે એ રાજર્ષિને આપણે શું મોં બતાવીશુ?

**भ.**— (अनुष्टुप्.)

આ તવ શ્લાઘ્ય સંબંધી, **જ**નકોના કુલોદ્વહ,
૧૦ **યા**જ્ઞવલ્ક્યે કર્યો જેને **બ્ર**હ્મનો ઉપદેશ છે. ૭.

**कौ.**—મહારાજના હૃદયના આનંદ અને વત્સ **જા**નકી વધુના પિતા રાજર્ષિ આ રહ્યા. ધિક્કાર છે કે આજ સર્વ આનંદોત્સવ અસ્ત થયેલા દિવસે મને એ મળ્યા! રે દૈવ! સર્વ હતું ન હતું થઈ ગયેલું છે!!

૧૫ **जन.**—(પાસે જતા) ભગવતિ **અ**રૂન્ધતિ! સીરધ્વજ **વૈ**દેહ તમને અભિવંદન કરે છે.

(हरिगीत.)

નિધિ તેજ પુણ્ય પવિત્રના ગુરૂ પૂર્વગુરૂ સહુના વળી,
પણ જાત પુણ્યપુનિત ગણતા નાથ તવ તમને મળી;
૨૦ ત્રણ લોક મંગલલહર કરતાં વન્ધ વળી સહુ વિશ્વને,
હે ઉષસ દેવી સમાન ભગવતિ! વન્દુ ભૂમિ શિશ નામિને. ૮.

**अरु.**—તમને પરમાત્મજ્ઞાન સિદ્ધ થાઓ, અને રજોગુણ વિમુક્ત શુદ્ધ સત્વસ્વભાવ આ દેવ જે તપ તપે છે તે તમને પાવન કરો.

૨૫ **जन.**—આર્ય ગૃષ્ટિ! પેલા પ્રજારંજનતત્પરરાજાનાં માતુશ્રી કુશલ છે?

**कं.**—(મનમાં) અરે જેટલું મરાય એટલું કઠણ મેહેણું માર્યું.

(જાહેર) રાજર્ષે! આના આજ ક્રોધને લીધે દીર્ઘકાળથી **રા**મભદ્રના મુખચંદ્રનું દર્શન જેણે તજ્યું છે, એવાં અતિ- દુઃખિત દેવીને આ પ્રમાણે દુઃખ દેવું તમને ઘટતું નથી. ચોતરફ બીભત્સ ગપાટા ચલવી રહેલા ટુંકી બુદ્ધિના પુર- વાસિજનો અગ્નિશુદ્ધિને પણ પ્રમાણતા નથી એમ જાણીને ૫ **રા**મભદ્રે પણ અતિદારૂણ કાર્ય કર્યું.

**જન.**—આહ! **અ**ગ્નિ તે કોણ અમારી પ્રસૂતિનું પરિશોધન કરનાર? અરેરે! **રા**મથી તિરસ્કાર પામી રહેલા છતાં પણ, એમ બોલનાર જનોથી અમે વધતો તિરસ્કાર પામીએ છિએ.

**અરુ.**—(નિશ્વાસ નાંખતી) એમજ છે. **અ**ગ્નિ એ બોલ વત્સા ૧૦ પ્રતિ હલકો પડે છે; **સી**તા એજ યથાર્થ છે. હા વત્સે!

(શિખરિણી.)

શિશુ વા, શિષ્યા વા, મમ તું જયમ છે તે રહી ભલે,
મહા શુદ્ધિનાથી તુંપર મમ ભક્તિ ઠરી રહે;
શિશુ હો કે સ્ત્રી હો, પણ તું જગમાં વન્દ્ય સહુની: ૧૫
ગુણીનાં પૂજાયે ગુણ, ન વય જાતિ નવ કદી. ૯.

**કૌ.**—અહો મારી વેદનાઓ હાલી ઉઠે છે!

(મૂર્છા પામે છે.)

**જન.**—અરે! આ શું?

**અ.**—રાજર્ષે બીજું શું? ૨૦

(શિખરિણી.)

અહા તે રાજા, તે સુખ, શિશુજનો તે, દિવસ તે,
સ્મૃતિ એ સર્વેની ઉઘડી નિરખી મિત્ર! તમને;
દશા આવી ઘોર પ્રિયસખી લહી, મૂર્છિત થયાં:
પુરન્ધ્રીનાં હોયે કુસુમસરખાં ચિત્ત કુમળાં. ૧૦. ૨૫

**જન.**—હાય! હાય! હું સર્વથા રાક્ષસ બની રહ્યો છું, કે દીર્ઘ કાલે મળેલાં પ્રિયમિત્રનાં પ્રિયપત્નીને મીઠી આંખે જોતો નથી.

(शिखरिणी.)

સગા માગ્યા જેવા, મુજ પ્રિયસખા તે, હૃદય તે,
સદાનંદપ્રીતિમુરતિ, સહુ જીવિત ફલ તે.
હતા દેહ, પ્રાણ, પ્રિય અધિક તેથી પણ પ્રિય,
૫ મહારાજ શ્રીમાન્ શું શું મુજ હતા ના દશરથ? ૧૧.

અહા! એજ આ કૌશલ્યા!

(शिखरिणी.)

થતા એનાથી કે પતિથી વિજને વાંક અદકો,
તદા બન્ને જુદાં મુજપર મુકે દોષ અવળો;
૧૦ પ્રસાદે કે કોપે પછી થતું મમાધીન સઘળું,
ન વા સંભાર્યું તે ઘટિત, દિલ જે બાળી મુકતું. ૧૨.

अ.—હાય હાય! દીર્ઘકાળથી શ્વાસ બંધ થવાને લીધે એમનું કાળજું ટાઢું પડી ગયું છે.

ज.—રે! પ્રિયસખિ! (કમણ્ડલુમાંથી જલ છાંટે છે.)

૧૫ कं— (द्रुतविलंबित.)

પ્રથમ મિત્રસમાન સુખિ કરી,
પ્રકટી નિત્ય અનુકૂલતા પુરી;
પછી અકારણ દારૂણ દીસતો,
વિધિ અહો! ચિંતવ્યાધિ વધારતો. ૧૩.

૨૦ कौ.—(શુદ્ધિમાં આવીને) રે વત્સે જાનકિ! ક્યાં છે? વિવાહ લક્ષ્મીમાત્રનાજ આભૂષણથી શોભી રહેલું, શુદ્ધ હાસ્યથી ખીલી રહેલું તારૂં નાનું મુખપુંડરીક મને સાંભરે છે; આવ માડિ! પૂર્ણ પ્રકાશથી ચમકતા ચંદ્રના તેજ જેવાં સુંદર અંગો વડે ફરીથી મારા ખોળાને પ્રકાશિત કર; મહારાજ રોજ કેહે-
૨૫ તા કે આ રઘુકુલના મહાન્પૂર્વજોને મન વહૂ છે પણ અમારી તો જનકના સંબંધે કરીને પુત્રીજ છે.

कं—દેવીએ યથાર્થ કહ્યું.

(उपजाति.)

રાજર્ષિને બાલક પાંચમાંથી,
હતા બહુ પ્રિય સુબાહુ-શત્રુ;
ચારે વહૂમાંથી સીતા વધારે,
શાન્તા તનૂજા સમ વ્હાલી તેને. ૧૪. ૫

व.—રે પ્રિયસખા મહારાજ દશરથ! એમ તમે સર્વ પ્રકારે હૃદયંગમ હતા, તે તે કેમ વિસારે પડી શકો?

(शार्दूलविक्रीडित.)

કન્યાનાં જન પૂજતાં પ્રીતિ થકી જામાતૃના બાપને,
તે રીતિ વિપરીત મુજ તમમાં સંબંધનાથી થઈ; ૧૦
એવા કાલ મુખે પડ્યા; વળી ગયું સંબંધનું બીજ તે,
ત્યારે પાપીનું ઘોર વિઘ્નરકે ધિક્કાર મારૂં જીવ્યું! ૧૫.

कौ.—વત્સે જાનકિ! દૃઢ વજ્રલેપથી જડી લીધો હોય એમ મારો પાપી જીવ મને અભાગિણીને તજીને જતો નથી.

अ.—રાજપુત્રિ! શાન્ત થાઓ. આંસુ પણ એકાન્તમાં ઢાળવાં ૧૫ જોઇએ. વળી તમારા કુલગુરૂ ઋષ્યશૃઙ્ગના આશ્રમમાં જે બોલ્યા છે તે શું તમને નથી સાંભરતું? આ તો થનાર થઈ ગયું પણ પરિણામ કલ્યાણકારી થશે.

कौ.—ભગવતિ! મને હવે આશા નથી.

अ.—ત્યારે શું રાજપુત્રિ! એ જુઠું બોલ્યા હતા એમ તમે ૨૦ ધારો છો? રે સુક્ષત્રિયે! એ વાણીવિષે અન્યથા ધારવુંજ નહિ. એ વાણી ફલવીજ જોઈએ.

(शालिनी.)

સિદ્ધજ્યોતિબ્રહ્મ એ બ્રાહ્મણોની,
વાણી વિષે ના તમે વ્હેમ લાવો; ૨૫
સાચી સિદ્ધિ વાણી એમાં વસે છે,
ના તે વાચા વ્યર્થ બોલે કદાપિ. ૧૬.

(નેપથ્યમાં કલબલાટ થાય છે.)

(સર્વે સાંભળે છે.)

ज.—આજ શિષ્ટજનોને અનધ્યાયનો દિવસ છે એટલે ઉદ્ધત ખેલ કરતાં છોકરાંનું એ કોલાહલ છે.

૫ कौ.—બાલાપણમાં સર્વ સુખ સુલભ હોય છે. અહો એમનામાંનો આ એક, ભરેલાં, મનોહર, તથા મૃદુ અંગવાળો, રામભદ્રના જેવો રૂપાળો, આપણી આંખોને ટાઢી કરે છે તે કોણ હશે?

अरु.—(આડું જોઈને હર્ષનાં અશ્રુ સમેત) ભાગીરથીએ કહેલું

૧૦ પેલું ગુહ્ય કર્ણામૃત તે આજ, પણ મને ખબર નથી કે આયુષ્માન્ કુશ અને લવમાંનો આ કીયો.

ज.— (हरिणी.)

કુવલયદલસ્નિગ્ધશ્યામ, પ્રસન્ન શિખંડકે
અમલવપુના રૂપે સાજે બધા બટુસાથને;

૧૫ ફરિથી શિશુતા પામ્યા જાતે શકે રઘુનંદન,
નજર પડતો તેવો આકો સુધા નયને ભરે. ૧૭.

कं.—એ બાલ ક્ષત્રિયબ્રહ્મચારી છે એમ હું ધારૂં છું.

ज.—એમજ છે, કેમકે,

(शार्दूलविक्रीडित.)

૨૦ ચૂડાચુંબિતકંકપત્ર શરના ભાથા પુઠે બે કસી,
ભસ્મે છાતિ પવિત્ર લાંછન કરી, ઓઢી ત્વચા રૂરૂની;
બાંધ્યું ધોતીયું કેડમાં ભગવું આ મૂર્વીતણા સૂત્રશું,
હાથે પીપળ દંડ માળ જપની ને ચાપ છે શોભતું.

ભગવતિ અરૂન્ધતિ! તમે શું ધારોછો? આ બાલક કોનો હશે?

૨૫ अ.—અમે તો આજજ આવ્યાં.

ज.—આર્ય ગષ્ટિ! મને બહુજ કૌતુક થઈ આવેલું છે માટે

ભગવાન્ વાલ્મીકિનેજ પુછી આવો; અને એ બાલકને કહો કે પેલા કોઈક ઘરડીઆ તને જોવાની ઈચ્છા રાખે છે.

**कं.**—જેમ આજ્ઞા. (જાય છે.)

**कौ.**—શું તમે ધારો છો કે એમ કહેશો એટલે આવશે ?

**अ.**—અથવા આવા રૂપને ઉચિત સત્કૃતિથી ઠગશે ? ૫

**कौ.**—(જોતી) શું ઋષિનાં વચન સાંભળતાંજ બીજાં ઋષિ બાલકોને છોડીને અતિ વિનયથી આ તરફૂજ એ બાલક આવવા લાગ્યો!

**ज.**—(ઘણા વખત સુધી જોઈ રહીને) અહો મને કાંઈક થાય છે!

(शिखरिणी.) ૧૦

શિશુત્વે ને મૌગ્ધ્યે વિનય થકી મીઠો અધિક જે,
મહિમા આનો તે નિપુણ વણ ના અન્ય સમજે;
હરે મારૂં ચિત્ત સ્થિર પણ બળે પ્રેમ સળક્યો,
યથા લ્હો ધાતુને લઘુ પણ અયસ્કાન્ત કડકો. ૧૮.

(લવ પ્રવેશ કરે છે.) ૧૫

**लव.**—જેનાં નામ ક્રમ અને કુલ હું જાણતો નથી એવાં આ મારાં પૂજ્યને પણ હું મારી મેળે શીરીતે વંદન કરૂં. (વિચારતો) તોપણ વૃદ્ધ જનો પાસેથી સાંભળવામાં આવેલું છે કે આ રીતિ સર્વને સામાન્ય છે. (વિનયપૂર્વક પાસે જઈને) આ લવ તમને માથું નમાવીને પ્રણામ કરે છે. ૨૦

**अ. ज.**—કલ્યાણિન્ ! આયુષ્માન્ થા.

**कौ.**—બેટા ! ચિરંજીવ.

**अ.**—આવ બેટા. (લવને ખોળામાં બેસાડી આડું જોઈને) અહો ઈશ્વર કૃપાએ મારો ખોળોતો શું પણ મનોરથે સંપૂર્ણ થયો.

**कौ.**—બેટા ! આમ પણ આવ. (છાતીસરસો ચાંપીને) અહો ૨૫ જરાક ઉઘડેલા નીલોત્પલના પત્ર જેવી જરાક શ્યામ અને ઉજલી આની દેહ રામભદ્રને મળતી આવે છે એટલુંજ નહિ, પણ અરવિંદનાં કેસર ખાઈ ખાઈ ને મધુર થયેલા કં-

ઠવાળા કલહંસના જેવો અતિ દીર્ઘ અને મધુર સ્વર પણ
રામભદ્રના જેવોજ છે, વળી પ્રફુલ્લ કમલના ગર્ભ જેવો
એના શરીરનો સ્પર્શ પણ એવોજ કોમલ છે, બેટા! જોઊં
તારૂં મુખચન્દ્ર! (દાઢી ઊંચી કરી જોતાં અશ્રુસમેત)
૫ રાજર્ષે! તમે જોતા શું નથી, આ બાલકનું મોં સૂક્ષ્મ રીતે
તપાસી જોતાં વત્સ જાનકી વધૂના મુખચન્દ્રને બરોબર
મળતું આવે છે.

**ज.**—જોઊં જોઈએ, સખિ!

**कौ.**—અહો મારૂં હૃદય છેક હાથથીજ ગયું હોય એમ કંઈ કંઈ
૧૦ ધારે છે, ને બહુ લવે છે.

**ज.**— **(શાર્દૂલવિક્રીડિત.)**

પુત્રીની રઘુનાથની પણ બધી આ બાલનામાં દિસે,
સંપૂર્ણપ્રતિબિંબમાં જ્યમ પડી, તે આકૃતિ, કાન્તિ તે,
તે વાણી, રીતિ તેજ, આ સહજ તે પુણ્યાનુભાવાત્મતા,
૧૫ હા! હા! દૈવ! શું ચિત્ત ચંચલ ધસે આડા ઊંધા માર્ગમાં. ૧૯.

**कौ.**—બેટા! તારે મા છે? અથવા તને તારા પિતા સાંભરે છે?

**ल.**—ના.

**कौ.**—ત્યારે તારાં માબાપ કોણ?

**ल.**—ભગવાન્ વાલ્મીકિ.

૨૦ **कौ.**—અરે વ્હાલા! કેહેવાનું કેહે.

**ल.**—હું એટલુંજ જાણું છું.

**(નેપથ્યમાં.)**

રે રે સૈનિકો! કુમાર ચન્દ્રકેતુ આજ્ઞા કરે છે કે કોઈએ આ
આશ્રમારણ્ય ભૂમિમાં પ્રવેશ કરવો નહિ.

૨૫ **अ. ज.**—વાહ! મેધ્યાશ્વની રક્ષાપ્રસંગે આવી પહોચેલા વત્સ
ચન્દ્રકેતુને આજ મળવું જોઈએ. અહો ધન્ય ઘડી! ધન્ય
દહાડો!

કૌ.—વત્સ લક્ષ્મણનો પુત્ર આજ્ઞા કરે છે એ બોલ તો કાનમાં અમૃતનાં ટીપાંની પેઠે પડે છે.

લ.—આર્ય! એ ચન્દ્રકેતુ કોણ છે?

ન.—દશરથના પુત્ર રામ લક્ષ્મણને ઓળખે છે!

લ.—એજ રામાયણની કથાના નાયકો છે. ૫

ન.—ત્યારે એટલું કેમ જાણતો નથી કે એજ લક્ષ્મણનો પુત્ર આ ચન્દ્રકેતુ.

લ.—ત્યારે તો ઉર્મિલાનો પુત્ર અને મિથિલાધિપતિ રાજર્ષિનો દૌહિત્ર.

અ.—(હસતી) કુમારે પોતાનું કથાપ્રાવિણ્ય દેખાડવા માંડ્યું. ૧૦

ન.—જ્યારે તું કથામાં આટલો બધો પ્રવીણ છે, ત્યારે અમે પુછીએ તેનો જવાબ દે કે દશરથના એ બધા પુત્રોને શાં શાં છોકરાં કેઈ કેઈ પત્નીઓથી થયેલાં છે?

લ.—કથાનો એ વિભાગ અમે અથવા બીજા કોઈએ આગળ સાંભળેલો નથી. ૧૫

ન.—શું કવિએ રચ્યો નથી?

લ.—રચ્યો છે પણ પ્રકટ કર્યો નથી. તેમાંનો કોઈ એક ભાગ અન્ય પ્રબંધરૂપે અતિ રસપૂર્ણ અને ભજવા બતાવાય એવો રચેલો છે. તેને પોતાને હાથેજ લખીને, નૃત્યગીતવાદ્યાત્મકતૌર્યત્રિકના પ્રથમ સૂત્રકાર ભરતમુનિ પાસે ભગવાન્ ૨૦ વાલ્મીકિએ મોકલ્યો છે.

ન.—શા માટે મોકલ્યો હશે?

લ.—એ મુનિ એને અપ્સરાઓ પાસે ભજવાવે તેટલા સારૂં.

ન.—એ બધું અમને તો બહુ કુતુહલ ઉત્પન્ન કરવાવાળું છે.

લ.—વળી તે ઉપર તો ભગવાન્ વાલ્મીકિની બહુ મોટી આ- ૨૫ સ્થા છે. કેટલાક શિષ્યો સાથે એ પુસ્તક ભરતાશ્રમમાં મોકલેલું છે, અને કોઈ પણ આવી પડતું વિઘ્ન દૂર કરવા સારૂં હાથમાં ધનુષ્ લેઈને, મારા ભાઈને તેમની સાથે મોકલેલા છે.

**कौ.**—તારે ભાઇ પણ છે કે?

**ल.**—કુશનામના એક છે.

**कौ.**—તારાથી મોટો છે નહિ?

**ल.**—હા, પ્રસવક્રમપ્રમાણે એ મારાથી મોટા છે.

५ **ज.**—આયુષ્માન્ જોડવે અવતરેલા હશો ત્યારે?

**ल.**—હા જી.

**ज.**—કેહે કે કથાપ્રબંધ ક્યાં સુધી આવેલો છે?

**ल.**—પુરવાસિઓના જુઠા ગપાટાથી ખેદ પામીને, રાજાએ વનવાસ કાઢેલાં, પૃથિવીમાંથી ઉત્પન્ન થયેલાં **સી**તા દેવીને

१० અરણ્યનેવિષે પ્રસવવેદનામાં એકલાંજ મુકીને **લ**ક્ષ્મણ પાછા વળ્યા ત્યાં સુધી.

**कौ.**—હાય વત્સે! મુગ્ધચન્દ્રમુખિ! દુષ્ટ દૈવના યોગે કરીને તુજ એકલીના શરીર કુસુમનું હવે શું થયું હશે!

**ज.**—રે વત્સે!

१५ **(वसंततिलका.)**

આવી અકીર્ત્તિ ખમી ઘોર નવી જરૂર,
વેઠી વ્યથા પ્રસવકાલની તુજ ઉર;
વીંટી વળ્યાં સરવ હિંસક પ્રાણી ત્યારે,
'રે તાત! ધાઓ,' રડી ત્રાસી તું વાર વારે!! १९.

२० **ल.**—(**અ**રુન્ધતીને) આર્યે! આ કોણ છે?

**अ.**—આ **કૌ**શલ્યા, આ **જ**નક.

**ल.**—(બહુ માન અને ખેદથી નીહાળી રેહે છે.)

**ज.**—શી એ પુરવાસિઓની અમર્યાદતા! શી **રા**મરાજાની પણ ઉતાવળ!!

२५ **(शार्दूलविक्रीडित.)**

આવું ઘોર વિવાસવજ્ર ઉતર્યું, સંભારી તે સર્વદા,
ક્રોધાગ્નિ ધખવા પ્રસંગ દીસતો ચાપેથી, શાપેથી વા,

**कौ.**—ભગવતિ! સહાય કરો. રીસાયલા રાજર્ષિને મનાવો.

अ.— (अनुष्टुप्.)

માન ભંગેથી માનીનું બહુધા મન આમ રે';

રામ છે બાલ રાજાજી! પાલવા દીન લોકને. ૨૦.

ज.—રે'એ વા રઘુનંદનેથી અળગાં એ પુત્ર મારા સમા,

ઝાઝા બ્રાહ્મણબાલવૃદ્ધવિકલસ્ત્રીયુક્ત લોકો રહ્યા. ૨૧. ૫

(ગભરાટથી દોડતાં બાલકો પ્રવેશ કરે છે.)

बा.—કુમાર! અશ્વ અશ્વ એવું કોઈ એક જાતનું પ્રાણી સાંભળવામાં આવ્યું છે; તે આજ અમે નજરે જોયું.

ल.—અશ્વ તો पशुसमाम्नाये सांग्रामिकेचपठ्यते તેથી કહો કે કેવી જાતનો છે. ૧૦

बा.—સાંભળ, (मंदाक्रान्ता.)

કેડે જાડી પૂંછડો લટકે વાર વારે હલાવે,

લાંબું ડોકું, વળી ખરી દિસે ચારની ચાર એને;

મુકે કેરીસમી લીંડી ઘણી ખાયછે ઘાસ તોયે,

શું વા બોલું ઝડપથકી તું ચાલ એ દૂર નાસે. ૨૨. ૧૫

(પાસે આવીને મૃગચર્મ તથા હાથ ઝાલીને ખેંચે છે.)

ल.—(કૌતુક, આજ્ઞાકારીત્વ અને વિનયથી) આર્ય! જુઓને આ મને તાણી જાય છે. (ત્વરાથી પરિક્રમણ કરે છે.)

अ.—ज.—જા, ખુશીથી જા.

कौ.—ભગવતિ! જાણે એને જોયાવિના તો જીવ જતો રેહેશે, માટે અહીંયાંથી બીજે ઠેકાણે જઈને એ દીર્ઘાયુષને નિહાળીએ. ૨૦

अ.—એ ચંચલ છોકરો ક્યાંનો ક્યાં નીકળી ગયો તે કેમ દેખાય?

(કંચુકી પ્રવેશ કરે છે.)

कं.—તમને મારે કાંઈક કેહેવું છે એમ ભગવાન્ વાલ્મીકિએ કહાવ્યું છે. ૨૫

ज.—એ કાંઈક બહુ ગંભીર વાત હશે. ભગવતિ અરુન્ધતિ! સખી કૌશલ્યે! આર્ય ગૃષ્ટે! ચાલો આપણે જઈને ભગવાન્ પ્રાચેતસને મળીએ. (વૃદ્ધજનો જાય છે.)

**बालको.**—કુમાર ! જુઓ, પેલો રહ્યો !

**ल.**—દીઠો. એ તો અશ્વમેધનો ઘોડો છે.

**बा.**—કેમ જાણ્યું ?

**ल.**—અરે મુર્ખાઓ ? તમારે પેલા કાણ્ડમાં આવીજ ગયું છે.
૫ શું દેખતા નથી? બખ્તર ધારણ કરેલા, દણ્ડ ઝાલનારા, ને ધનુષ્ બાણ તાણનારા પ્રત્યેક સો સો રક્ષણ કરનારાઓની સેના એની પાછળ છે. જો મારા કેહેવાપર વિશ્વાસ ન આવતો હોય તો પુછી જુઓ.

**बा.**—ત્યારે આ ઘોડાની કેડે આમ માણસો શા માટે ફરતાં
૧૦ હશે વારૂ ?

**ल.**—(હાંસથી મનમાં) અહો ! અશ્વમેધ એ તો વિશ્વવિજયી ક્ષત્રિયોના વીર્યની પરીક્ષાનું, અતિ બલવાન્, સર્વ ક્ષત્રિય માત્રનો પરાભવ કરવાવાળું, અને મોટું સ્થાન છે.

(**નેપથ્યમાં.**)

૧૫ (**अनुष्टुप्.**)

અશ્વ છે આ, પતાકા આ, અથવા વીર્યખ્યાપના
સપ્તલોકૈકશૂરા તે દશાસ્યકુલ-રીપુની.

**लव.**—(અકળાઈને) અહો ! બોલ તો માથું ફેરવી નાખે એવા છે !

૨૦ **बा.**—શું કહે છે? ખરેખાત કુમાર હોશીઆર તો ખરા.

**ल**—રે ! રે ! ત્યારે શું પૃથિવી નક્ષત્રી થઈ ગઈ છે કે આમ બોલો છો ?

(**નેપથ્યમાં.**)

અરે ! મહારાજના આગળ કોણ ક્ષત્રિય છે ?

૨૫ **ल.**—ધિક્કાર છે તમારા જેવા નીચ જનોને !

(**अनुष्टुप्.**)

હોય તો તે ભલે બેઠા, અહીં શો ભય દાખવે !
બોલવે શું ? પડી સામો પતાકા હરૂં તારી હું. ૨૩

રે બાલકો! પથરા ને કાકરાથી મારતા મારતા એ અશ્વને નસાડી
મુકો, પેલાં રોહિત મૃગો સાથે એ બીચારો ભલે ચરે.

(ક્રોધ અને ગર્વ ભર્યો એક પુરૂષ પ્રવેશ કરે છે.)

**पुरुष**—ધિક્કાર છે તારા અટકચાળાપણાને, તું શું બકી ગયો!
ઘણા પ્રચંડ અને કઠિણ હૃદયના શસ્ત્રધારી યોદ્ધાઓ બાલ- ૫
કની પણ ગર્વવાણી સાંખી રેહેશે નહિ. મનોહર પૂર્વારણ્ય
નિહાળવાના કુતુહલથી રોકાઈ રહેલા, અરિ વિમર્દન, રાજ
પુત્ર ચંદ્રકેતુ આવતા સુધીમાં આ ઝાડની ગુફાઓમાં થઈને
ઉતાવળો દોડી જા.

**बा.**—કુમાર! મુઓ એ ઘોડો! આયુધધારીઓની ટુકડીઓ ૧૦
પોતાનાં શસ્ત્ર ચમકાવી ચમકાવીને તમારા તરફ ડોળા કાઢી
રહી છે! આશ્રમ તો અહિંથી દૂર છે! તેથી ચાલો હરિણની
પેઠે દોડી જઈએ.

**ल.**—(હસતો) શું શસ્ત્રો ચમકવા લાગ્યાં! (ધનુષ્ ચઢાવતો.)

(लावणी.) ૧૫

ચાપ મુજ ધર્ધર્ ઘોર કરાલ,
રહો થઈ ચંડ પ્રચંડ વિશાલ,
પણ છ રૂપ જૃંભથી જેના અંત,
વીટ્યા તીણા જયમ દીપે દંત,
કરે ઘનગર્જિત ઘર ઘર ઘોષ, ૨૦
ઘણુણ ઘણ રિપુપર ધરતું રોષ,
વિશ્વ સર્વ સંહારવા હસતું યમમુખયન્ત્ર,
તેમ વિશાલ કમાન ગોલ અતિ ઊંટી ઉગ્ર પચંડ,
ખંડવા દર્પ વીર્ય વિકરાલ,—ચાપ મુજ૦ ૨૪.

(સર્વે જાય છે.) ૨૫

॥ इति कौशल्याजनकयोगो नाम चतुर्थोङ्कः समाप्तः ॥

## पंचमोऽङ्कः॥

(નેપથ્યમાં.)

રે રે! સૈનિકો! આપણને વહાર મળી મળી!

(वसंततिलका)

૫ હાંકે ત્વરાથકી સુમંત્ર અગાડી તેથી,
ઘોડા વહે જવથી, તે રથમાં બિરાજી,
હેલાથી કાષ્ઠધ્વજ ધ્રૂજતી તેમ, આવે,
સુણી તમારૂં લઢવું, અહીં ચંદ્રકેતુ. ૧

(પછી સુમન્ત્રસારથીએ હાંકેલા રથમાં બેઠેલો, હાથમાં ધનુષ
૧૦ ઝાલીને આશ્ચર્ય, હર્ષ અને ગભરાટમાં પડેલો ચંદ્રકેતુ પ્રવેશ કરેછે.)

चंद्र.—આર્ય સુમન્ત્ર! જુઓ જુઓ.

(मालिनी.)

વદન લગીર કોપે રક્તકાન્તિ ભરાતું,
સમરમુખ ઉભેલો ચોટલી પાંચવાળો;
૧૫ ઘણ ઘણ ઘણ ગાજે કોટિ એવા ધનુથી,
ચમુપર વરસાવે બાણ કો વીરબાલ! ૨.

અહો આશ્ચર્ય!

કરિ શિશ ફૂટ ફોડી ઘોર ટંકાર ગાજે,
જ્વલિતશાર હજારો ફેંકતો સર્વ સૈન્યે;
૨૦ નવ, રઘુકુલકેરો અપ્રસિદ્ધપ્રરોહ,
કુતુહલ ઉપજાવે આ મુનિબાલ એક!! ૩.

सुम.—આયુષ્મન્!

(वसंततिलका.)

ઓપે પ્રભાવ સુરદાનવનાથી જેનો,
૨૫ એવો નિહાળી તવ રૂપસમાન બાલ;
કૌશિક યજ્ઞ નડતા રિપુ રોળનારા,
મુને ધનુર્ધર રઘુવર સાંભરે છે. ૪.

**चन्द्र.**—આના એકલાના ઉપર આટલા બધાએ તૂટી પડવું એથી હૃદય લાજે છે.

(शार्दूलविक्रीडित.)

જેના હાથવિષે કરાલ ઝલકે શસ્ત્રાસ્ત્ર સંગ્રામનાં,
સોનાની ઘુઘરીથી ઝંઝન થતા દોડે રથો જેહમાં; ૫
જેમાં મેગળમેઘમાલથી વહે વર્ષા મદસ્રાવની,
એવું આ અગણિત સૈન્ય ફરતું પુઠે શિશુ એકની! ૫.

**सु.**—વત્સ! એ એટલા બધાને પણ ગણકારતો નથી તો એકેકનું તો કેહેવુંજ શું?

**च.**—આર્ય! વ્હેલા થાઓ! જલદી કરો! આણે તો આપણા ૧૦ આશ્રિતજનોનો મોટો કચ્ચર ઘાણ વાળવા માંડ્યો.

વળી, (कटाव.)

વાગે દુંદુભિ ઊંચે શબ્દે તેનાથી પણ અધિક વધીને
પણછતણો આ ઘોષ ઘોર બાહુ, ગિરિ ગહ્વરમાં
હસ્તિ કેરાં ગાજે ટોળાં તેના કાને પીડા પમાડે,— ૧૫
એવો આ કો વીર ધીર એ, ચાલંતામાં ધડ થકી
પાડ્યાં શીશ ભયંકર વીરતણાં જે તેથી છાઈ
ભૂમિ બની છે, તૃપ્ત થયેલા કાળતણા મુખ
કરાલમાંથી ચાવી ખાતાં કડકા પડતા તેથી
છવાઈ એવી ભયંકર.—વાગે દુંદુભિ૦ ૬. ૨૦

**सु.**—(મનમાં) આવાની સાથે બાલક ચન્દ્રકેતુને દ્વંદ્વયુદ્ધ કરવાનું હા ક્યમ કેહેવાય? (વિચાર કરતો) અથવા આપણે ઈક્ષ્વાકુને ઘેરજ મોટા થયેલા છીએ એટલે જાણીએ છીએ કે આવી પડે ત્યારે એ વિના બીજો રસ્તો નથી.

**च.**—(વિસ્મય, લજ્જા, ને ગભરાટથી) ધિક્કાર છે! મારૂં સૈન્ય ૨૫ ચોતરફ પાછું હઠી જાય છે!

**सु.**—(રથ દોડાવતો હોય એમ) આ એ વીર તમારૂં કેહેવું સાંભળે એટલો પાસે આવ્યો.

**च.**—(ભુલી ગયો હોય એમ) આર્ય ! આખ્યાયકોએ એનું શું નામ કહ્યું છે?

**सु**—લવ.

**च.**— (अनुष्टुप्.)

રેરે લવ મહાબાહો ! સૈનિકો સાથ શું લડે !
આ રહ્યો હું અહીં આવો તેજમા તેજ છો શમે. ૭.

**सु.**—કુમાર ! જુઓ જુઓ.

(वसंततिलका.)

પાછો નિમંત્રણ તમે કર્યું તેથી આવે,
આ બાલવીર મથવો મૂકી સર્વ સેના;
જેવો વળે દ્વિરદસાથ વિદારવાથી,
ગર્વિષ્ટ સિંહશિશુ ગર્જિત મેઘનાથી. ૮.

(પછી ત્વરાથી ઉદ્ધત પગલે ચાલતો લવ પ્રવેશ કરે છે.)

**लव**—વાહ રાજપુત્ર ! ધન્ય છે ! તું ખરો ઐક્ષ્વાકુ વંશનોજ છે; માટેજ હું પાછો આવ્યો છું.

(નેપથ્યમાં ઘણું કોલાહલ થાય છે.)

**लव**—(ઝપાટાથી અવળો ફરીને) અરે ! ભોંયભેગા કરી નાંખેલા પણ પાછા હીંમત ધરીને યુદ્ધ કરવાની ઈચ્છા રાખી હજુ પણ ચમૂપતિઓ મારા ઉપર પ્રહાર કરવા આવે છે!

(लावणी.)

અરે ધિક્ ! નીચ જનો ધિક્કાર !
કરૂં કલકલ સઘળો સંહાર !
શૈલ આઘાતવડે ઉભરાય,
તરત વડવામુખ અગ્નિ છવાય;
ક્રોધતણી તેવી ચણ્ડ મુજ ઝાળ,
પડો ત્યાં ભોગ થઈ તતકાળ;
ચારપાસ ઉભરાય જે સેના કલકલ ઘોર,

મલયપવનથી ઉભરાયેલા જલધિ તણા કલ્લોલ;
લોલ તેસમ થાન્નો સંહાર.—અરે ધિક્ ! ૯.

(પરિક્રમણ કરે છે.)

**च.**—રેરે કુમાર !

**(वसंततिलका.)** ૫

આઆ ચમત્કૃતિભર્યા ગુણનાથી વ્હાલો
તું છે સખા મમ: થયું મુજ સર્વ તારૂં;
ત્યારે તું આ પરિજનો નિજને દમે કાં ?
આ તુજ ગર્વની કસોટી હું ચંદ્રકેતુ. ૧૦.

**ल.**—(હર્ષથી પાછો ફરીને) અહો ! સૂર્યવંશના આ મહાનુભાવ ૧૦
કુમારની મધુર અને તીખી શી વીરવચનયુક્તિ ! ત્યારે
આમને જવા દઈને એનેજ ભેટું.

(ફરીથી નેપથ્યમાં કલકલ થાય છે.)

**ल.**—(ક્રોધ અને ધિક્કારથી) આઃ ! આ વીરની સાથે સંવાદ
કરવામાં આ પાપીઓ તો મહાવિઘ્ન પાડી પીડવા લાગ્યા ! ૧૫

(તેમના તરફ ફરે છે.)

**च.**—આર્ય ! જુઓ જુઓ. આ જોવા જેવું છે.

**(वसंततिलका.)**

અદ્ભુત ગર્વથી કરી મમ સામી દષ્ટિ,
સેના પુઠે પડી, ધસ્યો ધનુને ઉગામી; ૨૦
ધારે, દ્વિધા મરૂતનાથી ચઢ્યા હિંદોળે,
એ, ઈન્દ્રચાપધરમેઘની રમ્ય લક્ષ્મી. ૧૧.

**सु.**—કુમારજ એને જુઓ. અમેતો વિસ્મયથી ભાનજ
ભૂલી ગયા છીએ.

**च.**—રે રે ! રાજાઓ ! ૨૫

**(मंदाक्रान्ता.)**

આઆઓએ ગજહયરથે બેશી, પાળાની સામે,
પ્હેરી અંગે કવચ, ધરતા ચર્મ આ પૂજ્ય સાથે,

મ્હોટાઓએ કુમળી વયના રમ્ય આ બાલ સામે,
બાંધી યુદ્ધે કમર સહુએ ધિક્ તમોને અમોને! ૧૨.

ल,—(અકળાઈને) શું મારી દયા લાવે છે! (વિચારીને) ભલે. ઝાઝો કાલક્ષેપ ન થાય માટે થોડી વાર લગી આ સૈન્યને
૫ સુવાડી દેઉં. (ધ્યાન ધરે છે,)

सु.—આપણા સૈન્યનો શબ્દ કેમ એકદમ શાન્ત થઈ ગયો?

ल.—હવે એ કુલાઈ રહેલાને જોઉં.

सु.—વત્સ! મને લાગે છે કે આ કુમારે જાૃમ્ભકાસ્ત્રોને બોલાવ્યાં.

च.—એમાં શો સંદેહ છે?

૧૦ (मालिनी.)

તિમિર વિજળીનો શું ઘોર આ યોગ ભાસે,
મિચી જઈ ઉઘડીને આંખ દેખે ન, દુખે;
દિસતું સકળ ચિત્રે ચિતર્યું તેવું સૈન્ય,
અજિત બલથી ઉડે સત્ય આ જાૃમ્ભકાસ્ત્ર! ૧૩.

૧૫ આશ્ચર્ય! આશ્ચર્ય!

(शार्दूलविक्रीडित.)

પાતાલે ઊંડી કુંજમાં તમ રહ્યું ભેગું થઈ ઘોર જે,
તેના તુલ્ય વિશેષ શ્યામ દિસતી જેની પ્રભા ચંડ તે,
ઉના પીતળના દિસે રસસમાં જે પીતજ્યોતે ભર્યાં,
૨૦ એવાં જાૃમ્ભકઅસ્ત્ર આ નભવિષે દીસે છવાઈ રહ્યાં; ૧૪
તે જાણે જગદંતકાલ અવળો જે ઘોર વાયુ વહે,
તેણે વિન્ધ્યગિરીશનાં શિખરને છાઈ દીધા છે નભે,
જે દિસે શિખરો પીળાં, ઝળકતાં, કાળાં, પ્રચંડાકૃતિ,
ગાજે મેઘ ગુફાવિષે ચમકતી વિદ્યુલ્લતા તે થકી. ૧૫.

૨૫ सु.—પણ એનીપાસે જાૃમ્ભકાસ્ત્રો કયાંથી આવ્યાં હશે?

च.—ધારીએ છિએ કે ભગવાન્ પ્રાચેતસ પાસેથી મળ્યાં હશે.

सु.—વત્સ! એમને અસ્ત્રનો ને વિશેષે કરી જાૃમ્ભકોનો તો પરિચયજ નથી. કેમ કે,

(अनुष्टुप्.)

કૃશાશ્વતનયો છે એ, ત્યાંથી **વાલ્મીકને** મળ્યાં,
સમ્પ્રદાયથી તે આજે **રામભદ્રે** ઠરી રહ્યાં. ૧૬.

**च.**—બીજા અતિ ઉગ્ર સત્વપ્રકાશવાળા મન્ત્રદ્રષ્ટાઓ પણ એ-
મને એમ જાણી શકે છે. ૫

**सु.**—વત્સ! સાવધાન થાઓ. એ વીર પાછો આવે છે.

**कुमार**—(અન્યોન્યને) અહો કુમારને જોતાંજ પ્રેમ ઉપજી
આવે છે. (સ્નેહાનુરાગથી જોતા)

(लावणी.)

હૃદય રસમય ઓગળતું જાય, ૧૦
પ્રીતિ પરિચયથી પૂર્ણ છવાય,
અકારણ મળવાથકી શું આમ!
દેખી રમણીય પ્રીતિકર ગુણગ્રામ!
કે પછી પૂર્વજન્મસંબંધ!
ગાઢપ્રીતિપરિચયનો શું બંધ! ૧૫
અથવા મમ સંબંધ કો વિધિવશ ને અણજાણ,
જે થકી એ મુજ દષ્ટે પડતાં હૃદય એકરસધ્યાન,
ભાન નવ એ વિણ અન્ય જણાય.—હૃદય. ૧૧.

**सु.**—કોઈની કોઈના ઉપર રસમય પ્રીતિપ્રવૃત્તિ થવી એતો ઘણું
કરીને પ્રાણીમાત્રની પ્રકૃતિજ છે. એનેજ લોકો તારામૈત્રક, ૨૦
ચક્ષુરાગ એમ કેહે છે, ને તેનેજ કાંઈ હેતુવિના ઉત્પન્ન
થયેલો અવર્ણ્ય સ્વભાવનો પ્રેમ માને છે.

(अनुष्टुप्.)

અકારણ પ્રીતિ તેને વારી વારી શકાયના,
એજ છે સ્નેહતંતુ જે લે બેનાં અંતરો સીવી. ૧૮. ૨૫

**कुमार**—(અન્યોન્યને.)

(वसंततिलका.)

આ રાજપદ્મસમ કોમલ રમ્ય અંગે,
છોડાય એક પણ સાયક કેમ આજે ?
જેને મળી પ્રીતિ કૃતાર્થ થયાની આશે,
૫ આ અંગ અંગ થઈ રોમ ઉભાં રહે છે. ૧૯.

(शार्दूलविक्रीडित.)

તોયે યુદ્ધની કેડ બાંધી વળતી શસ્ત્રો વિના શું વળે ?
શસ્ત્રો તે નહિ કામનાં, નવ પડે જે વીર આવા પરે;
બેઠ્યું આયુધ તોય હું વિમુખ છું, બોલે રખે શું હવાં !
૧૦ ભારે દારૂણ રીત વીરતણી તે પ્રીતિ ન દે વાધવા. ૨૦.

सु.—(લવને જોઈને અશ્રુસમેત મનમાં) હૃદય ! શાં ગાંડાં કાઢે છે ?

(अनुष्टुप्.)

મનોરથનું જે બીજ, દૈવે તે પૂર્વથી હણ્યું,
૧૫ લતા પૂર્વે કપાઈ ત્યાં પુષ્પનો અવકાશ ક્યાં ! ૨૧.

च.—આર્ય સુમન્ત્ર ! હું રથમાંથી ઉતરૂં છું.

सु.—શા માટે ?

च.—આ વીર પુરૂષને એટલું માન આપવું જોઈએ માટે. વળી આર્ય ! ક્ષાત્રધર્મપણ પાળ્યો જોઈએ, કેમકે રથમાં બેઠેલા,
૨૦ પાળા સાથે યુદ્ધ કરતા નથી એમ શાસ્ત્રકારો પણ કહે છે.

सु.—(મનમાં) આ તો મહાસંકટ આવી પડ્યુંઃ—

(अनुष्टुप्.)

કેમ મારા સમો રોકે ન્યાયપૂર્વક કાર્ય આ ?
કેમ દે વા થવા આવી સાહસૈકરસક્રિયા ? ૨૨.

૨૫ च.—પૂજ્ય પિતાજી આદિ બીજાઓ પણ ધર્મસંશયને પ્રસંગે પિતાના પ્રિયમિત્ર આપનેજ પૂછે છે, ત્યારે હાલ આપ શું વિચારો છો ?

सु.—આયુષ્મન્! જેમ ધર્મ છે તેમજ તમે ધારો છો,

(अनुष्टुप्.)

ન્યાય એ, યુદ્ધ કેરો છે, એજ ધર્મ સનાતન,
એજ છે રઘુસિંહોની વીરચારિત્રપદ્ધતિ. ૨૩.

च.—આર્યે યથાર્થ કહ્યું. ૫

(अनुष्टुप्.)

ઈતિહાસ પુરાણો ને ધર્મનાં વચનો તથા,
રઘુવંશ તણી જાણો તમેજ સ્થિતિ સર્વથા. ૨૪.

सु.—(સ્નેહનાં અશ્રુસમેત ભેટતાં)

(वसंततिलका.) १०

જે બાલ, ઈન્દ્રજિતને પણ સ્હેજ જીત્યા,
કાલેજ વત્સ! જનમ્યા તવ તે પિતા છે,
તેના સુપુત્ર પણ વીરચરિત્ર પાળે,
પામ્યું પિતામહતણું કુલ સુપ્રતિષ્ઠા! ૨૫.

च.—(ખેદથી) ૧૫

(अनुष्टुप्.)

પ્રતિષ્ઠા કુલની શાની રઘુજ્યેષ્ઠ અપુત્ર છે;
દુઃખ એવાથી દાઝે છે ત્રણે તાત બીજા મમ. ૨૬.

सु.—હાય! ચન્દ્રકેતુનાં આ વચનો કાળજું કાપી નાંખે એવાં છે! २०

ल.—અહો! રસનું પણ મિશ્રણ થયું જણાય છે!

(शिखरिणी.)

યથા ઈન્દુ ઉગ્યે પ્રીતિથી મલકે છે કુમુદિની,
તથા એશું દૃષ્ટિ મુજ; કલહ આ તોય ઈચ્છતો,
ઝણત્કારક્રૂરધ્વનિતગુણથી ગાજતું ધનું, ૨૫
પ્રીતિ ધારે તે શું, વિકચ વીર બાહુ ઉછળતો! ૨૭.

च.—(ઉતરતાં) આર્ય! સૂર્યકુલનો ચંદ્રકેતુ અભિવંદન કરે છે.

सु.— (गीति.)

અજિત, પવિત્ર અખંડિત, મહાતેજ નૃપ કકુત્સ્થપરિમાણ,
વિજયાર્થે તવ કરજો, નિત્ય દેવ જે વરાહ ભગવાન્. ૨૮.

વળી, (शार्दूलविक्रीडित.)

૫ રાખો ગોત્રપિતા પ્રવીર્ય સવિતા સંગ્રામમાં આપનું,
વૃદ્ધિ હર્ષતણી વશિષ્ઠજી કરો જે પૂજ્ય સૌના ગુરૂ,
વિષ્ણુ, ઈન્દ્ર, ગરૂડ, અગ્નિ સરખું વાયુ સમું રો' બલ,
ને વાધો વળી રામલક્ષ્મણધનુર્જ્યાઘોષમંત્રે જય. ૨૯.

ल.—કુમાર ! રથમાં બેઠાથી કાંઈ નાનમ આવવાની નથી માટે
૧૦ વિનય જવા દે.

च.—ત્યારે તું પણ બીજા રથને શોભાવ.

ल.—આર્ય ! રાજપુત્રને રથમાં પાછા બેસાડો.

सु.— તું પણ ચંદ્રકેતુનું માન રાખ.

ल.—પોતાના સાહિત્યવિષે વિચાર કેવો ? અમે તો અરણ્યમાં
૧૫ ફરવાવાળા છીએ તેથી રથમાં બેશી જાણતા નથી.

सु.—વત્સ ! ગર્વને ને સાલસાઈને ઘટે તેમ વર્તતાં તને ઠીક
આવડે છે. જો તારા જેવા આવા શાણાને ઈક્ષ્વાકુ કુલના
રાજા રામભદ્ર દેખે તો એમનું હૃદય સ્નેહમાં ગળીજ જાય.

ल.—આર્ય ! એ રાજર્ષિ બહુ રૂડા સજ્જનછે એમ સંભળાયછે,
૨૦ (લજવાતો હોય એમ.)

(हरिणी.)

નહીં નહીં અમે સાચે આવા ક્રતુપ્રતિપક્ષના,
અધિક ગુણ એ રાજનાને નમે નહિ કોણ વા ?
તદપિ ઉકળી વૃત્તિ મારી, તુરંગમરક્ષિની
૨૫ અસહ સુણતાં વાણી ક્ષત્રી બધા તુછકારતી. ૩૦.

च.—(હસતો) શું આપનાથી પિતાના પ્રતાપનો ઉત્કર્ષ પણ
ખમાતો નથી ?

ल.—ખમાઓ કે ન ખમાઓ, પણ હું એક વાત એમ પુછું છું કે એ રઘુરાજા નિરહંકારી છે, અને પોતે જાતે ગર્વ કરતા નથી, તથા તેમની પ્રજા પણ ગર્વ કરતી નથી એમ અમે સાંભળીએ છીએ; ત્યારે એમના માણસો આવી રાક્ષસી વાણી કેમ બોલે છે? ૫

ऋषयोराक्षसीमाहुर्वाचमुन्मत्तदृप्तयोः ।
सायोनिःसर्ववैराणांसाहिलोकस्यनिर्ऋतिः ॥ ३१*

એમ એવી વાણીની ઋષિઓ નિન્દા કરે છે, અને એથી ઉલટીને વખાણે છેઃ—

कामान्दुग्धेविप्रकर्षत्यलक्ष्मीम् । १०
कीर्तिंसूतेदुष्कृतंयाहिनस्ति ॥
तांचाप्येतांमातरंमङ्गलानाम् ।
धेनुंधीराःसुनृतांवाचमाहुः ॥ ३२†

सु.—અતિ પરિપૂત સ્વભાવવાળો આ પ્રાચેતસ ઋષિ પાસે રેહેનારો કુમાર આર્ષસંસ્કારસહિત બધું બોલે છે! ૧૫

ल.—વળી ચંદ્રકેતો! તું જે કહે છે કે શું તારાથી પિતાના પ્રતાપનો ઉત્કર્ષ પણ ખમાતો નથી તેવિષે એટલુંજ પુછવાનું કે શું ક્ષાત્રધર્મ એમના એકલામાંજ આવી રહ્યો છે?

सु.—ઈક્ષ્વાકુકુલના રામચન્દ્ર દેવને તું હજુ જાણતો નથી તેથી એટલેથીજ રેહેવા દે. ૨૦

---

* (अनुष्टुप्.)

ઋષિઓ રાક્ષસી કે' છે વાણી ઉન્માદ ગર્વની,
મૂલ એ ક્લેષ સર્વેનું અલક્ષ્મી એજ લોકની. ૩૧

† (शालिनी.)

દે છે ઇચ્છાદૂધ, ટાળે અલક્ષ્મી; કાપે પાપો ને જણે સત્યકીર્તિ; ૨૫
વાણી એને મીઠી માઙ્ગલ્યમાતા કે' છે ધીરા, કામધેનુ વળી કે', ૩૨.

(अनुष्टुप्.)

રૈનિકોને મથી આપે સત્ય છે વીર્ય દાખવ્યું!
પરશુરામ દમ્યા જેણે તેશું ના ગર્વથી વદો. ૩૩.

ल.—(હસતો) આર્ય! એ રાજાએ જામદગ્ન્યને નમાવ્યા
૫ તેમાં આટલી બધી બડાઈ શી? એ તો સિદ્ધજ છે કે,

(शालिनी.)

વાણીમાં છે વીર્ય તે બ્રાહ્મણોનું,
બાહુનું જે વીર્ય તે ક્ષત્રિયોનું,
ઝાલ્યાં શસ્ત્રો જામદગ્ન્યે દ્વિજે રે!
૧૦ તેને દાબી આવડી શી સ્તુતિ છે!! ૩૪.

च.—(અકળાઈને) આર્ય! આર્ય! જવાબ સવાલ બહુ થયા.

(वसंततिलका.

આ આજ કો નવિન છે પુરૂષાવતાર!
જેને ન શ્લાધ્ય ભગવાન્ ભૃગુપુત્ર તે એ!
૧૫ જેથી મળ્યું અભયદાન ત્રિલોક સૌને
એવાં ન જે પુનિત તાતચરિત જાણે! ૩૫.

ल.—રઘુપતિનાં ચરિત અને મહિમા કોણ નથી જાણતું, કે
કાંઈ કેહેવું પડે? અથવા થોડામાંજ ઠીક છે.

(शार्दूलविक्रीडित.)

૨૦ તારે વૃદ્ધજનો તણું ન કશુંએ વર્ણ્યું અરે જોઈએ!
કાંકે વૃદ્ધચરિત બાલજનને વિચારવાં ના ઘટે;
જો કે સુન્દતણી વિશેષ કરીને નારી હણી તાડકા,
તોયે ખંડિત ના થયો યશ, વળી લોકે થયા તે વડા! ૩૬.
ધાયો રાવણદૂત દૂષણખર વ્યાકુલ વિંધાયલો,
૨૫ ત્યારે જે ત્રણ પાદ ઓસરી ગયા દાખ્યાવિના પુંઠ તે,
ને વાળી,સુતઇન્દ્રનો, હણી દીધો જે પૂર્ણ ચાતુર્યથી—
તે તે પૂર્ણ પ્રસિદ્ધ વાત સઘળે જાણે બધાંયે જન. ૩૭.

च.—અરે પૂજ્ય તાતની નિન્દા કરનાર અમર્યાદ! ઝાઝા બકબકાટ ન કર.

ल.—અહો! મારા સામોજ આંખ ફેરવીને બોલવા લાગ્યો!

सु.—આ બેનો ક્રોધ હવે ઉકળી ઉઠ્યો છે, કેમકે

(લાવણી.) ૫

છક્યો શો ક્રોધ ચઢ્યો ઉભરાય!
હૃદય અતિ આકુલ વ્યાકુલ થાય,
ધ્રૂજે રિપુ દમવા સઘળી કાય,
શિખા શિરપર ઊંચી નિચી થાય,
મૂલથકી રક્તકમલસમ લાલ, ૧૦
થયો બહુ રક્તનયનનો તાલ,
ચઢે વળી વાંકી ટેઢી કમાન
ભમર તણી ક્રોધ કરાળ સમાન.
ચંદ્રવિષે ઝળકી રહ્યું ઝગઝગ શ્યામ કલંક,
કમલપુટે જ્યમ શ્યામ ભ્રમર ભમી રે'તો બહુ નિઃશંક, ૧૫
લંક ત્યમ ભમરે મુખનો થાય.—છક્યો શો૦ ૩૮.

कुमार—(અન્યોન્યને) ત્યારે આવી જા. અહીંયાંથી સંગ્રામ કરવા યોગ્ય બીજી ભૂમિઉપર ઉતરીએ.

(સર્વે જાય છે.)

इति कुमारविक्रमोनाम पञ्चमोऽङ्कः समाप्तः ૨૦

(પછી ઉજ્વલ વિમાનમાં બેઠેલું વિદ્યાધરનું જોડું પ્રવેશ કરેછે.)

**વિદ્યાધર.**—અહો! સૂર્યવંશના આ બે કુમારોને અકસ્માત્ પ્રચણ્ડ કલહ મચી રહ્યો છે! એમના મોં ઉપર ક્ષત્રિય તેજ ઝળકી રહ્યું છે! એમનાં આવાં પરાક્રમ જોઈને દેવ દાનવ સર્વે વિસ્મયથી દિઙ્મૂઢ જેવા થઈ રહ્યા છે! વળી પ્રિયે! જો, જો.

(ऋटाव.)

ઝણ્ત્ઝણણણ ઝંઝણ વાજે કંકણ હાથે ધર્યાં રૂડાં તે સાથે
ઝીણા નાદ નીકળે નાની નાની ઘુઘરી ઘમકે એવી રીતે
ઘોર ઘોષથી ગાજી રહેલું ધનુષ્ ખેંચીને પણછતણા ટંકારવ.
સાથે છેડામાંથી કરાલ કોલાહલથી ગાજતા ધનુષથી
છોડે સરરર શર બાહુ, ઉપરાઉપરી
પડે તડાકા, બેઉ વીર શિર શિખા ઉછળે વીર ધૂજારે,
એમ યુદ્ધ આ વિચિત્ર ચાલે, સપ્તભુવનમાં ભીમ ભયાનક
રૌદ્ર વીરમય પળે પળે અધિકાધિક વધતું,
વધતું ચાલે.—ઝણ્ત્ઝણણણ. ૧.

(अनुष्टुप्.)

બેઉના મઙ્ગલાર્થે આ, દેવલોકતણાં ઘણાં,
ઘન ગભીરસમાં ગાજે દુંદુમાયિત દુંદુભિ. ૨.

ત્યારે એમના ઉપર સ્વર્ગવૃક્ષની તાજી બેઠેલી મણિ સમાન કળીઓથી સુગંધીમય થઈ રહેલાં પુષ્પનો વર્ષાદ વરસાવી મુકો. એમના ઉપર સુન્દર તથા ઉઘડેલાં કાન્ચન પદ્મના ઢગલેઢગલા ઉપરા ઉપરી નાંખ્યાંજ જાઓ!

**વિદ્યાધરી.**—એટલામાં, આકાશ, અકસ્માત્ ચમકી રહેલી વિજળીઓના ચમકારાથી પીળું થઈ ગયું હોય એવું ફરીથી કેમ દિસવા લાગ્યું?

**વિદ્યાધર**—આજે,

(अनुष्टुप्.)

**ત્વ**ષ્ટૃયન્ત્રે ચઢાવેલા **સૂ**ર્યતેજ સમું તપે,
એવું શું ઉઘડ્યું ત્રીજું **ની**લલોહિતચક્ષૂ એ !

(વિચારતો) અહો ! સમજાયું, સમજાયું; એ તો વત્સ **ચં**દ્ર-
કેતુએ **આ**ગ્નેયસ્ત્ર મુક્યું; તેમાંથી આ અગ્નિ વર્ષી રહ્યો છે. એથી ૫

(वसंततिलका)

દાઝી થયાં શબલ ચામર કેતુ તેથી,
નાઠાં વિમાન સઘળાં દૂર આ સ્થલેથી,
અંકુશરૂપ ધ્વજના પટ-અંત દીસે,
જ્વાલાથી કુંકુમભર્યા નજરે ઘડીક. ૪. ૧૦

આશ્ચર્ય! વજ્રના કડકા ઉડતા હોય એવા અતિ ભયંકર ત-
ણખા નાંખતો, ઊંચી નીચી લપક્ લપક્ ધમકી રહેલી જ્વાલા-
ઓથી ભય ઉપજાવતો, આ અગ્નિદેવ સર્વઠામ ઉછળી રહ્યો છે!
એનો પ્રચણ્ડ તાપ ખમી શકાતો નથી, તેથી પ્રિયાને છાતી સ-
રસી ચોંપી લેઈને દૂર જતો રહું. (તેમ કરે છે.) ૧૫

**विद्याधरी**—ઈશ્વરનો મોટો પાડ કે વિમલ મોતીની લટ જેવા
નાથની દેહના શીતલ અને સુંવાળા સ્પર્શથી મારાં લોચન
આનંદથી મંદ થઈ જઈ ઘેરાતાં ઘેરાતાં ઢળી જાય છે, ને
આ તાપ તો જણાતો પણ નથી.

**विद्याधर**—ખરે એમાં મેં શું કર્યું! અથવા ૨૦

(अनुष्टुप्.)

કરે ના કાંઈએ તોયે દૃષ્ટેદૃષ્ટ મળે સુખી;
તે તેને મન છે કાંઈ જે જેના મનમાં વસે. ૫.

**विद्याधरी**—એટલામાં વળી ઉપરાઉપરી અતિચપલ ચમકતી ચ-
પલાના વિલાસથી શોભી રહેલાં મત્તમયૂરના ગળા જેવાં ૨૫
શ્યામ વાદળાં આકાશમાં ક્યાંથી છવાઈ ગયાં !

**विद्याधर**—પ્રિયે ! એતો કુમાર **લ**વે મુકેલા **વા**રૂણાસ્ત્રનો પ્ર-

તાપ! અહો! ઉપરાઉપરી વારિધારાના વર્ષાદથી પાવકાસ્ત્ર શમી ગયું!

**વિદ્યાધરી**—ઠીક થયું.

**વિદ્યાધર**—અરે રે! સર્વે થોડા સો મીઠા! જો તો ખરી કે
૫ પ્રબલ વાયુના સપાટાથી ગંભીર ગુણગુણાટ કરી રહેલાં વાદળાંથી અંધાર મીણમાં અથડાતાં પ્રાણીમાત્ર, એકજ સપાટે આખા વિશ્વને ગળી જવા માટે પોહોળી થઈ રહેલી **કાલ**કણ્ઠના કણ્ઠની વિકરાલ ગુફામાં ગોથાં ખાતાં હોય એમ, અથવા, પ્રલયકાળે દેહનાં સર્વ દ્વાર રૂંધીને યોગનિદ્રામાં પ-
૧૦ ડેલા **ના**રાયણની કુખમાં પેશી ગયાં હોય એમ, થરથર ધ્રૂજી રહ્યાં છે!! વત્સ **ચ**ન્દ્રકેતો! ધન્યછે તને! યોગ્ય પ્રસંગેજ **વા**યવ્યાસ્ત્ર મુકયું! કેમકે.

(अनुष्टुप्.)

મરૂતે જ્ઞાન જેવાએ હજારો પણ મેઘનો,
૧૫ વિ-વર્તાનો યથા **બ્ર**હ્મ, કયાંએ જો લય છે કર્યો! ૬.

**વિદ્યાધરી**—નાથ! ઉતાવળથી ઊંચા કરેલા હાથવડે દુપટ્ટાના છેડાને હલાવી રહેલા, વેગળે રહ્યે રહ્યે પણ મધુર વચનવડે યુદ્ધને શમાવી દેતા, આ બે કુમારની વચનમાંજ પોતાનું વિમાન ઉતારે છે તે કોણ હશે?

૨૦ **વિદ્યાધર**—(જોઈને) એતો **શ**મ્બૂકને મારીને પાછા આવ્યા તે **ર**ઘુપતિ.

(वसंततिलका.)

મોટા મહાપુરૂષનો સુણી શબ્દ બેનું,
પ્રીતિથી આદરથી તર્તજ યુદ્ધ વામ્યું;
ટાઢો પડ્યો **લ**વ, રહ્યો નમી **ચ**ન્દ્રકેતુ,
૨૫ કલ્યાણ થાઓ સુતસંગથી ભૂપકેરૂં ૭.

ત્યારે અહીંથી હવે જઈએ. (બન્ને જાય છે.)

॥ इति विष्कम्भकः ॥

## ॥ षष्ठोऽङ्कः ॥

(પછી રામ, લવ, અને નમી રહેલો ચંદ્રકેતુ પ્રવેશ કરે છે.)

रा.—(પુષ્પકમાંથી ઉતરતા.)

(मालिनी.)

દિનકરકુલકેરા ચંદ્ર હે ચંદ્રકેતુ! ૫
રસભર અતિ હર્ષે ધાઈને ભેટી લે તું;
હિમશકલસમાં આ તુજટાઢાં શુભાંગે,
મમ હૃદય તણાએ દાહ વ્હેલો વિરામે. ૧.

(ઉઠીને સ્નેહથી ભેટી) દિવ્યાસ્ત્રોથી પરિરક્ષિત તું કુશલ છે?

चन्द्र.—અતિ અદ્ભુત પરાક્રમ કરતા લવના ઉદયથી કુશલ છું; ૧૦
તેથી તાત! વિજ્ઞાપના કરૂં છું કે આપ એ મહાવીરપ્રધાનને મારા સમાનજ ગણી લેજો; અથવા મારા કરતાં પણ વધારે મીઠી આંખે એને નિહાળજો.

राम—(લવને નિહાળતાં) અહો! વહાલાનો મિત્રતો અતિ ગમ્ભીર આકૃતિવાળો જણાય છે! ૧૫

(मंदाक्रांता.)

પાલી લેવા જગત ધરિ શું કાય આ અસ્ત્રવેદે!
ક્ષત્રીધર્મે શરીર ધર્યું શું વેદના રક્ષણાર્થે,
સામર્થ્યોનો સમુદય શકે, પુંજ વા સૌ ગુણોનો,
મૂર્તિધારી સરવ જગના, રાશિ એ, પુણ્ય કેરો! ૨. ૨૦

ल.—અહો! આ મહાપુરૂષનાં અનુભાવ અને દર્શન પવિત્ર દીસે છે.

(गीति.)

પ્રીતિ કરૂણાભીનીં વૃત્તિ તે તણી વળી ગઈ સિમાજ આ જનમાં,
મૂર્તિરૂપ ધરી આવું પરમધર્મ વસી રહ્યો શું એ જગમાં! ૩. ૨૫

આશ્ચર્ય! (शिखरिणी.)

વિરોધે સૌ વામ્યો, નિવૃતિઘન છાયો રસ બધે!
ગયું ઔદ્ધત્યે ક્યાં! વિનય નમવાની મતિ કરે!
દીઠા આને કે હું પરવશસમો કેમ? અથવા,
જુદી થાયે વૃત્તિ તીરથ રૂપ મોટા નિરખતાં! ૪.

૫ रा.—ત્યારે આને જોતાંજ મારૂં દુઃખ શમી જાય છે, ને મારા અંતરાત્મામાં કોઈક પણ કારણથી ઉમળકો ઉભરાઈ આવે છે એ શું? અથવા સ્નેહ, અને તેની ઉત્પત્તિ વળી કોઈક કારણને આધીન, એ કલ્પનાજ વિરૂદ્ધ છે. કેમકે.

(मालिनी.)

૧૦ મનમહિ કંઈ હેતુ પ્રીતિ સૌને કરાવે,
નહિ નહિ કદિ બાહ્યાકર્ષણે પ્રેમ આવે,
દિનકર ઉદયેથી પદ્મ પામે વિકાસ,
શિતકર ઉદયેથી જો દ્રવે ચન્દ્રકાન્ત! ૫.

ल.—ચન્દ્રકેતો! આ કોણ?

૧૫ चन्द्र—પ્રિય મિત્ર! પૂજ્ય પિતાજી.

ल.—તું મને પ્રિય મિત્ર કહીને બોલાવે છે ત્યારે, મારા પણ ધર્મ પ્રમાણે એ પિતાજ થયા, પરંતુ તારે એમ કહીને બોલાવવા યોગ્ય તો રામાયણકથાના ચારે નાયકો છે, તેથી વિશેષ બોલ.

૨૦ च.—એ મારા મોટા પિતાજી.

ल.—(આનંદથી) શું રઘુનાથ! આજ રૂડો દહાડો કે એ દેવનું દર્શન થયું! (વિનય અને કૌતુકથી જોતો) તાત! પ્રાચેતસનો શિષ્ય લવ નમસ્કાર કરે છે.

रा.—આયુષ્મન્! આમ આવ. (સ્નેહથી આલિંગન દેતા) રે
૨૫ વત્સ! થયું થયું, હવે ઝાઝો વિનય જવાદે, અને મને ગાઢ આલિંગન દે.

(दिण्डी.)

ખીલ્યું કઠોર કમલ દીસતું લગાર,
ચીકણું, પીન ગર્ભપત્ર સુકુમાર,
તે સમ અંગ તુજ અડકતાં મમાંગે,
ચંદનશીતલ, ચંદ્રકિરણ મોદ વ્યાપે. ૬. ૫

**ल.**—(મનમાં) આમનો મારા ઉપર કંઈ પણ હેતુ સિવાય આટલો બધો સ્નેહ જણાય છે, અને મેં તો મુર્ખાઇથી એમનીજ સાથે વેર માંડ્યું હતું! તે પણ વળી એટલે સુધી કે છેવટે શસ્ત્રો ચલવવા વેળા આવી! (પ્રકાશ) તાત! લવની છોકરવાદી સામું જોશો નહિ. ૧૦

**रा.**—તેં શો અપરાધ કર્યો છે?

**चन्द्र.**—અશ્વની સાથેના સૈનિકો પાસેથી આપના પ્રતાપોત્કર્ષનું વર્ણન સાંભળીને એને શૂર ચઢી આવ્યું.

**रा.**—વાહ! એ તો ક્ષત્રિયોનું ભૂષણ છે.

(शिखरिणी.) ૧૫

શકે ના તેજસ્વી પરનું દિપતું તેજ જીરવી:
પડી એવી વૃત્તિ પ્રકૃતિ થકી તે કૃત્રિમ નહિ;
કરી તાતાં કીર્ણો દિનકર યદા તાપથી ધીકે,
તદા અગ્નિગ્રાવો પરિભૂતસમા કાં બળી ઉઠે? ૭.

**चन्द्र.**—એવું ન જીરવવાપણું પણ એના જેવા વીરનેજ શોભે, ૨૦ તાત! પ્રિયવયસ્યે મુકેલાં જાૃમ્ભકાસ્ત્રથી બધું સૈન્ય જડ થઈ સ્તબ્ધ થઈ રહેલું છે, તે જુઓ.

**रा.**—(જોતાં) વત્સ લવ! અસ્ત્ર પાછું ખેંચી લે. તું પણ, ચન્દ્રકેતો! આમ બંધાઈ જવાથી લજવાઈ ગયેલા સૈન્યનું, સમાધાન કર. ૨૫

**लव.**—જેવી આપની આજ્ઞા. (ધ્યાન ધરે છે.)

**चन्द्र.**—આપના હુકમ પ્રમાણે કરૂં છું. (જાય છે.)

ल.—તાત! અસ્ત્ર શમી ગયું.

रा.—વત્સ! રહસ્યમંત્ર વડેજ આ અસ્ત્રનાં પ્રયોગ અને સંહરણ થઈ શકે છે તેથી તે ગુરૂપદેશવિના સિધ્ધ થતાં નથી.

(हरिगीत.)

૫ બ્રહ્માદિ સર્વે પૂર્વ—ગુરૂએ વેદમંત્ર સુરક્ષવા,
તપ વર્ષ એક હજારથી પણ અધિક સુધી આરાધિયાં,
ત્યારે દીઠાં જયઅસ્ત્ર આ નિજ તેજથી ઝળહળ થતાં,
નિજ ઉગ્રતપતણું તેજ ધરી રૂપ ને ઉભું શું સમીપમાં. ૮.

એ અસ્ત્રના મન્ત્રોપનિષત્‌નો ઉપદેશ, ભગવાન્ કૃશાશ્વે એક ૧૦ હજારથી પણ વિશેષ વર્ષ સુધી શિષ્ય થઈ પાસે વસતા કૌશિક વિશ્વામિત્રને કરેલો, અને તે પૂજ્ય ભગવાને મને તેનો ઉપદેશ કર્યો છે; એમ ગુરૂપરંપરાથી એ અસ્ત્રોનો ઉપદેશ ચાલ્યો આવે છે, ત્યારે કુમાર તને કીયા ગુરૂએ ઉપદેશ કરેલો તે કહે.

૧૫ ल.—અમને એ અસ્ત્રો સ્વતઃ સિધ્ધ છે.

रा.—(વિચાર કરતા) હોય, શું ન સંભવે! કોઈ તેવા મહાપુણ્યનું ફલ એવું પણ હોય! બહુવચન કેમ વાપર્યું વારૂ?

ल.—અમે સાથેજ થયેલા બે ભાઈ છીએ.

रा.—ત્યારે બીજાનું નામ શું?

૨૦ (નેપથ્યમાં)

ભાણ્ડાયન! ભાણ્ડાયન!

(वसंततिलका.)

દીર્ઘાયુભ્રાત લવનું નૃપસૈન્ય સાથે
સંગ્રામ ચાલતું, સખા! કહ્યું સત્ય તે શું!
૨૫ તો આથમો ભુવનથી અધિરાજશબ્દ,
શસ્ત્રાગ્નિ ક્ષત્રિયતણો શમિ જાઓ આજ ૯.

रा.— (दिण्डी.)

નવિન નીલજલદધીર ગર્જનાથી,
તરત કળી ખીલે કદંબવૃક્ષ કેરી,
મમ બનાવ્યું તેમ, સહજ શબ્દમાત્રે,
પુલકયુક્ત સર્વ અંગ ગાત્ર ગાત્રે; ૧૦. ૫

એ પ્રભાવ યુક્ત કોણ આ રૂપાળો?
દીપિત ઈન્દ્રમણિસમાન સહજ કાળો;
વિકલ, ચંડ, રૂપ, ક્રોધથી કરાલ,
પ્રીતિ કરાવતો કુલીન કવણ બાલ? ૧૧.

ल.—એ મારા મોટા ભાઈ આર્ય કુશ, ભરતાશ્રમમાંથી પાછા આવે છે. ૧૦

रा.—(કૌતુકથી) વત્સ! એ આયુષ્માન્‌ને આમ બોલાવ.

ल.—ઠીક. (પરિક્રમણ કરે છે.)

(પછી કુશ પ્રવેશ કરે છે.)

कुश—(અદ્ભુત હર્ષ, ધૈર્યથી ધનુષ્ ચઢાવતો.) ૧૫

(लावणी.)

ધન્ય મુજ ધન્ય ચાપ અવતાર!
ધન્ય તુજ પણછતણો ટંકાર!
દીધી નિત્ય સૂર્યપુત્ર મનુથીજ,
અભય દાનની સુરપતિને રીજ; ૨૦
તપે દમવા નિત્ય દર્પ કરાલ,
ક્ષત્ર—શુર—અગ્નિઝાળ વિકરાળ;
પ્રતાપી એ રવિકુલના ભૂપ,
સર્વ ત્રિભુવન અતિ વીર્ય અનૂપ,
ભૂપ તે કુલના સહ જો હાલ, ૨૫
યુદ્ધ મચી રે' મુજ ચંડ કરાલ,
ઝળક ઝળક ઝળકી રહે શસ્ત્રશિખાઅંબાર,

તેથકી ચમકે તેજભરી તુજ પણછ ઉગ્ર આકાર,
પાર તુજ ભાગ્યતણો નવ ધાર,—ધન્ય મુજ૦ ૧૨.

(વિકટ પરિક્રમણ કરે છે.)

रा.—અહો આ ક્ષત્રિય બાલકનામાં શું પૌરૂષ છે!

૫ (वसंततिलका.)

દષ્ટી ગણે તૃણ ત્રિલોકનું સત્વ સર્વે;
ધીરોદ્ધતા ગતિ શકે ભૂમિને નમાવે;
કૌમારમાં પણ ગિરિસમ શો ગભીર!
આવે શું ગર્વરૂપ, કે રસ હોય વીર! ૧૩.

૧૦ ल.—(પાસે જઈને) આર્યનો વિજય થાઓ.

कु.—આયુષ્મન્! યુદ્ધ યુદ્ધ એ શું સંભળાય છે?

ल.—કાંઈ નહિ. આપ ઉદ્ધતાઈ છોડી દેઈને આમના પ્રતિ વિજયથી વર્તો.

कु.—કેમ?

૧૫ ल.—એ દેવ રઘુપતિ; આપણા ઉપર એ બહુ પ્રીતિ રાખે છે અને તમને મળવા ઇચ્છેછે.

कु.—(વિચારતો) એ તો રામાયણકથાના નાયક અને બ્રહ્મકોશનું રક્ષણ કરનારા!

ल.—હા.

૨૦ कु.—એ મહાત્માનું પાવનકારી દર્શન તો કરવું જોઈએ, પણ આપણે એમને શા ઉપચારથી મળવું એ સમજાતું નથી.

ल.—એ આપણાથી મોટા છે, તેથી તેમને ઘટતા ઉપચારપૂર્વક જઈને મળવું.

कु.—એ તો ઠીક, પણ તારે એમનો પ્રસંગ ક્યાંથી થયો?

૨૫ ल.—ઉર્મિલાનો પુત્ર ચન્દ્રકેતુ ઘણા મોટા મનનો અને સારા સ્વભાવનો સજ્જન છે; તે મને પ્રિયવયસ્ય કહીને બોલાવે છે, એટલે એ સંબંધથી એ રાજર્ષિ આપણા પણ ધર્મપિતાજ થયા.

**कु.**—ત્યારે તો એ રાજા પ્રતિ વિનય દાખવ્યો જોઈએ.

**ल.**—જુઓ, જુઓ, આકાર અને અનુભાવની ગંભિરતાથી, લોકોમાં પ્રખ્યાત થયેલાં એ મહાત્માનાં વિવિધ ચરિતોના પ્રતાપનું અનુમાન થઈ આવે છે!

**कु.**—(જો તો) **(गीति.)** ૫

પ્રસાદ આ રૂપ કેરો, પાવન કરતો પ્રભાવ શો ગાઊં!
**રા**માયણકવિએ છે વાણીદેવીને ઉચિત કાર્ય સોંપ્યું! ૧૪.

(પાસેજઈને) તાત! **પ્રા**ચેતસનો શિષ્ય **કુ**શ અભિવન્દન કરે છે.

**रा.**—આમ આવ, આયુષ્મન્!

**(अनुष्टुप्.)** ૧૦

જલથી પૂર્ણ જીમૂત તેસમા સ્નિગ્ધ અંગને,
ભેટવા મન ધારે છે વાત્સલ્યે થકી આ જન. ૧૫.

(ભેટીને મનમાં) આ કોનો બાલક હશે?

**(मंदाक्रान्ता.)**

શું આ મારો ઝરી જઈ ઉભો દેહનો સ્નેહસાર! ૧૫
કે ઉભું શું નિકળી સઘળું મુજ ચૈતન્ય બ્હાર!
આનન્દેથી રસ થઈ ગળ્યું ચિત્ત તેનો બન્યો એ!
જે ભેટ્યાથી અમૃતરસ શું અંગઅંગે ભરે છે. ૧૬.

**ल.**—તાત! સૂર્યના તાપથી લમણા શેકાઈ જાય છે, માટે આપ આ **સા**લની છાયામાં એક મુહૂર્તમાત્ર વિશ્રામ કરો. ૨૦

**रा.**—જેમ તારી મરજી. (સર્વે પરિક્રમણ કરીને બેસેછે.)

**रा.**—(મનમાં) **(अनुष्टुप्.)**

અહો વિનયસંબંધે ગતિસ્થિત્યાસના-દિક—
ભાવ, રાજત્વ દાખે છે **લ**વના **કુ**શના બધા! ૧૭.

**(मालिनी.)** ૨૫

શરીર પ્રકૃતિનાથી સિદ્ધલક્ષ્મીવિલાસે,
જનમન હરનારૂં કાન્તિ-વાળું દીપે છે;

મનહર કિરણોથી ઉજળાં રત્ન દીપે,
અમલ કમલ દીપે બિન્દુ જેવાં મધુને. ૧૮.

વળી મને રઘુકુળના કુમારોની ઘણી ખરી છાયા આ બાલકોમાં ભાસે છે.

૫ (दिण्डी.)

જ્યમ કપોત વૃદ્ધ કણ્ઠઝલક શ્યામ,
શરીર તે સમાન શોભતું તમામ;
શુભ સ્કન્ધ બાંધ વૃષભની સમાન;
સરવ પૂર્ણ અનત અંગ અંગ વાન. ૧૯.
૧૦ સિંહ શાન્ત ગંભીર વીરધીર ભાળે,
દીપિત દષ્ટિ તે સમાન છે કરાલ;
ગભીર ઘોર મંગલાર્થ જે મૃદંગ,
સ્વર સુધીર તે સમાન છે અભંગ. ૨૦.

(સૂક્ષ્મ જોતાં) અરે! અમારી આકૃતિને મળતા આવે છે
૧૫ એટલુંજ નહિ,

(मालिनी.)

પણ જનક સુતાનું જુજવું રૂપ તે તે,
સ્ફુટ અહિં શિશુ બેમાં ધારી જોતાં જણાયે;
ફરીથી જ્યમ ઉભું તે આવીને આંખ સામું.
૨૦ નવ કમલની લક્ષ્મીપૂર્ણ મોઢું પ્રિયાનું! ૨૧.

(इन्द्रवज्रा.)

મુક્તાસમા દંતની આ છબી તે!
તે ઓષ્ઠમુદ્રા, વળી કર્ણ આ તે!
જો કે દીસે આંખડી રક્ત કાળી,
૨૫ આનંદ આપે પણ તેહનો તે! ૨૨.

વળી જ્યાં દેવીને તજી દીધી છે તેજ આ વાલ્મીકિતપોવન; આ આ બે બાલકોની આકૃતિ, અમને અસ્રો સ્વતઃ સિદ્ધ છે

એમ જે કહે છે તે વિષે પણ ધારૂં છું કે પેલું ચિત્ર જોવાને વખતેજ એ જ્ઞાન થયેલું છે, કારણ કે પૂર્વકાલમાં પણ કોઈને એ જ્ઞાન ગુરૂઉપદેશ વિના થયેલું સાંભળ્યું નથી; ઉપરાંત વળી આ મારા હૃદયમાં સુખનો ઉભરાટ ઉભરાઈ રહ્યો છે, તેમાંજ હું ૫ ગળી ગયો છું, એથી પણ મને વિશ્વાસ આવે છે, દેવીના ગર્ભમાં જોડવાનાં બાલક છે એમ પણ વળી મેં બહુવાર કળેલું છેઃ

(दिण्डी.)

પ્રથમ પ્રેમ પુનિત મિષ્ટ જે જગાયો,
વધી વિશેષ પરિચયેથી તે છવાયો,
૧૦ તદપિ ખેલતાં વિહાર વિજન રાચી,
સહજ લાજ લહી નયન દેતી ઢાળી; ૨૩.
રતિવિલાસ એમ ખેલતાં હજાર,
કળથી હાથ શરીર ફેરવી બહુ વાર,
ખેવટી મેંજ ગર્ભગાંઠ પ્રથમ જાણી,
૧૫ રસિલીએ તો દિવસ કેટલે પિછાણી! ૨૪.

(રોતા) ત્યારે શો ઉપાય કરૂં અને આમને શું પુછું?

**ल.**—તાત! આ શું?

(अनुष्टुप्.)

અશ્રુવર્ષાથકી દીસે જગન્મઙ્ગલમુખડું,
૨૦ અવશ્યાય-જલે છાંટ્યા પુણ્ડરીકસમું રૂડું. ૨૫.

**कु.**—અરે ભાઈ!

(शिखरिणी.)

વિના **સી**તાદેવી શું શું ન દુખ વેઠે **ર**ઘુપતિ?
પ્રિયાનાશે સ્હેજે જગત વગડો રે' બધું બની;
૨૫ પ્રીતિ એવી ઊંડી, વિરહ પણ આરા વણ રહ્યો!
પુછે છે શું એમાં નવ તું જયમ **રા**માયણ ભણ્યો! ૨૬.

**रा.**—(મનમાં) અરે રે! આ બે છોકરાંની વાત તો કંઈ પરવા વિનાની છે, ત્યારે હવે પુછવાનું શું પ્રયોજન રહ્યું! રે બળી

રહેલા હૃદય! તું એકાએક આ શા વિકારમાં ઘેરાઈ ગયું! આમ મારા હૃદયનું દુઃખ દેખાઈ આવવાથી આ છોકરાં મારા ઉપર દયા લાવે છે! હશે, હોય! લાવ હવે એ વાત ઉડાવી દેઉં. (જાહેર) બાલકો! **રા**માયણ એતો ભગ-
૫ વાન્ **વા**લ્મીકિની વાણી છે અને **આ**દિત્યવંશાનું વર્ણન છે એમ સંભળાય છે. તેમાંનું થોડુંક સાંભળવાનું મને બહુ મન છે.

कु.—એ આખો ઈતિહાસ અમે ભણી ગયા છીએ; હાલ તો બાલચરિતના છેલા અધ્યાયના આ બે શ્લોક મને યાદ છે.

૧૦ रा.—બોલ જોઈએ.

कु.— प्रकृत्यैवप्रियासीतारामस्यासीन्महात्मनः ।
प्रियभावःसतुतयास्वगुणैरेववर्धितः ॥
थैवरामःसातायाःप्राणेभ्योऽपिप्रियाऽभवत् ।
हृदयंत्वेवजानातिप्रीतियोगंपरस्परं* ॥

૧૫ रा.—અરે! હૈયાના હીરમાં કળીજતો આ ઘા ઘણો કારી છે! હા દેવિ! તે દિવસે એમ હતુ!

અહો! સસારનાં સર્વ વૃત્તાન્તો દશા ફરી જવાથી થતા શોકને સમયેજ પરિપક્વ થઈને કડવાં ઝેર જેવાં બની જઈ અતિશય મે છે.

૨૦ द.)

ટળવળે, પ્રાણ હવે શું વિચાર! ધ્રુવ૦
ક્યાં તે પ્રેમ ઉમળકે વાધી,
આનંદપ્રીતિધાર!—ટળવળે૦ ૨૯.

---

* (अनुष्टुप्.)

૨૫ પ્રકૃતિથી હતાં વ્હાલાં સીતા રામ મહાત્મને,
પ્રિયભાવ ગયો વા ી સીતાના સ્વગુણોવડે; ૨૭.
તેમ રામે સીતાજીને હતા ાણથકી પ્રિય,
ચિત્તમાત્રજ એ જાણે પ્રીતિયોગ પરસ્પર. ૧૮.

ક્યાં અન્યોન્યનું મન સમજી જે,
બોલ જિલ્યા શત વાર!—ટળવળે० ૩૦.
ગહન પ્રીતિકૌતુકરસ ઊંડા,
ખુટી ગયો ભંડાર!—ટળવળે० ૩૧.
સુખ દુઃખમાં પણ એકનું એકજ, ૫
ક્યાં તે હૃદય આ વાર!—ટળવળે० ૩૨.
એમ ગયું સવળું અવળું થઈ,
પાપી! તને શી વાર?—ટળવળે० ૩૩.

અરેરે! (गीति.)

પ્રિયા તણા ગુણ અગણિત મન સાંભરતાં સહજજ ઉભરાવે, ૧૦
તેથી ન જે ઉઁરવાયે, તેજ કાલનું સ્મરણ કરાવ્યું મને! ૩૪,

**शिखरिणी.**

તદા ધીમે ધીમે વધી ઘન થતાં કાળ વધતાં,
કુરઙ્ગાક્ષીકેરા સ્તનયુગ જરા ઉપડી રહ્યાં,
યુવાસ્નેહાકૂતે મદન ઘન તે કાલ ઉછળે, ૧૫
વસે ચિત્તે ઊંડો શરીર પર તો મુગ્ધજ રમે. ૩૫.

कु.—મન્દાકિની અને ચિત્રકૂટ વનના વિહાર વેળે સીતાદેવી પ્રતિ રઘુપતિએ કહેલો આ એક શ્લોક છેઃ—

त्वदर्थमिवविन्यस्तःशिलापट्टोऽयमग्रतः ।
यस्यायमभितःपुष्पैःप्रवृष्टइवकेसरः* ॥ २०

रा.—(નીચું જોઈ જરાક હસતા અને પ્રેમની કરૂણાથી ભર્યા.) છોકરાં અકલ વિનાનાંજ હોય, તેમાં વળી વગડામાં રેહેનારાંનું તો કેહેવુંજ શું! હા દેવિ! તે પ્રસંગના નાનાવિધ વિલાસના સાક્ષી તે પ્રદેશો તને સાંભરે છે? અરે રે!

* (अनुष्टुप्.) २५

તુજ માટે શકે ઢાળી આ શિલા પ્રથમેથકી,
જે પુડે બકુલે જાણે વૃષા પુષ્પ તણી કરી. ૩૬.

(**શાર્દૂલવિક્રીડિત.**)

ટાઢું સ્વેદ જલેથી, મન્દ ઢળતા **મ**ન્દાકિની વાયુથી
ઉડેલા અલકે છવાઈ શશિશી જેની લલાટદ્યુતિ,
જેના ગાલ કલંક કુંકુમવિના છે ઉજળા, કર્ણ છે
૫ આભર્ણો વિણ રમ્ય સુંદર, રૂડું તે મુખડું સાંભરે. ૩૭.

(અટકી ગયા હોય એમ ઉભા રહીને કરૂણાથી) અહો !

(**શિખરિણી**)

બહુ ધાર્યાથી જે રૂપ ધરી રહે આગળ તરી,
પ્રવાસે એ મૂર્તિ પ્રિયજનતણી શોક હરતી !
૧૦ શમ્યો એ વિચાર, પ્રકટ જગ વેરાન ઉઘડ્યું,
કુકૂલાગ્નિ પુંજે હૃદય પડ્યું રંધાય પછી શું ! ૩૮.

**નેપથ્યમાં**

(**શાર્દૂલવિક્રીડિત.**)

**કૌ**શલ્યા વળી **વા**લ્મીકિ **જ**નક ને આવે **વ**શિષ્ઠે મળી,
૧૫ સાથે લેઈ **અ**રૂન્ધતી, કલહ સૌ આ બાલનો સાંભળી;
ભીતીપૂર્ણ, જરાથી અંગ લથડે દૂરાશ્રમેથી બધાં,
મોડાં ચિત્ત ત્વરા કરે પણ થયાં, થાકે જરાઈ ગયાં. ૩૯.

**રા.**—શું પૂજ્ય **અ**રૂન્ધતી અને **વ**શિષ્ઠ, તથા માતુશ્રી અને **જ**નક બધાં અહીંયાંજ છે ! અરે રે ! હવે એમને કેમ મોઢું
૨૦ બતાવાશે ! (કરૂણાથી જોતા) અહ હ ! **જ**નક તાત પણ આમજ આવે છે ! મારા અભાગિયાના ઉપર આજે વજ્ર તુટી પડ્યું !

(**શાર્દૂલવિક્રીડિત.**)

સંબંધ સ્પૃહણીય જાણી પ્રીતિથી દીધો **વ**શિષ્ઠે કરી,
૨૫ મોટી બાલવિવાહઉત્સવ સમે મેં તાતમૈત્રી દીઠી,
તે આજે અતિ ઘોર કષ્ટ નિપજ્યે આવા પિતામિત્રને,
ભાગી ફાટું સહસ્રધા ન કયમ ? વા, શું **રા**મથી નાબને ? ૪૦.

(નેપથ્યમાં.)

હાય હાયરે !

(वसंततिलका.)

છે કાન્તિ માત્ર અનુભાવ વિષે રહેલી,
એવા નિહાળી સહસા રઘુનાથ આજ, ૫
પ્હેલે થઈ જનકને વળી તર્ત મૂર્છા,
શોકે બળી તદનુ મૂર્છિત થાય માતા. ૪૧.

रा.—હા તાત ! હા માતા ! હા જનક !

(गीति.)

જનક અને રઘુકુલના ગોત્રતણું જે મંગલમય ઠામ. ૧૦
તેશું ન કરુણા એવા પાપી મુજપેર વૃથા દયા નામ. ૪૨.
લાવ એમને મળું. (ઉભા થાય છે.)

कु. ल.—તાત ! આમ ચાલો, આમ.

(કરુણાથી વ્યાકુલ થઇ પરિક્રમણ કરીને સર્વે જાય છે.)

इति कुमारप्रत्यभिज्ञोनाम षष्ठोऽङ्कः समाप्तः ૧૫

## ॥ सप्तमोऽङ्कः ॥

(લક્ષ્મણ પ્રવેશ કરે છે.)

**लक्ष्मण**—આજ ભગવાન્ **વા**લ્મીકિએ બ્રાહ્મણ ક્ષત્રિય તથા પુરવાસિ અને ગ્રામ્ય જનો સમેત સર્વ પ્રજાને અમારા સુધાં
૫ નોતરી છે; વળી સુર અસુર તથા પક્ષિવર્ગ અને નાગલોકના અધિપતિના મંડલ સમેત સર્વ સ્થાવર જંગમ ભૂતમાત્રને પણ પોતાના પ્રભાવથી આણી બેસાર્યાં છે. મને આર્યે આજ્ઞા કરી છે કે, વત્સ **લ**ક્ષ્મણ! પોતાના રચેલા પ્રબંધનો અપ્સરાઓ પ્રયોગ કરનાર છે તે જોવા માટે ભગવાન્ **વા**-
૧૦ લ્મીકિએ આપણને નોતર્યા છે, તેથી **ભા**ગીરથીના તીર ઉપર મનોરમણીય સ્થલ શોધી કાઢીને ત્યાં સમાજ મેળવ. એ આજ્ઞા પ્રમાણે મેં પણ મર્ત્ય, અમર, તથા બીજાં ભૂતમાત્ર સર્વને યથાયોગ્ય સ્થાને બેસાર્યાં છે. હવે આ,

(अनुष्टुप्.)

૧૫ રાજ્યાશ્રમ વિષે રે'તા તોયે કષ્ટ મુનિવ્રતી,
એવા આર્ય અહીં આવે માન **વા**લ્મીકિનું ગણી. ૧.

(પછી રામ પ્રવેશ કરે છે.)

रा.—વત્સ **લ**ક્ષ્મણ! સર્વ રંગપ્રેક્ષકો પધાર્યા છે?

ल.—હા.

૨૦ रा.—આ **કુ**શ અને **લ**વ બે કુમારને પુત્ર **ચ**ન્દ્રકેતુને બેસાડે તેજ સ્થાને બેસાડજે.

ल.—મહારાજનો સ્નેહ જોઈને પ્રથમથીજ તેમ કરેલું છે. આ આપને સારૂં રાજાસન મુકેલું છે તે ઉપર આર્ય! બિરાજીએ.

रा.—(બેસે છે.)

૨૫ ल.—રે! ચલાવો.

(સૂત્રધાર પ્રવેશ કરે છે.)

**સૂત્ર.**—સત્યાર્થને પ્રકાશ કરનારા ભગવાન્ વાલ્મીકિ સર્વ સ્થાવર જંગમ જગત્‌ને આજ્ઞા કરે છે કે આ અમે અતિ પાવન કરનારૂં, અને કરુણા તથા અદ્ભુત રસે ભરેલું કાંઇક અમારાં આર્ષ ચક્ષુથી જોઇને જોડી કાઢ્યું છે; તેના તરફ માનની નજરથી સર્વે લક્ષ આપો. ૫

**રા.**—કેહેવું જોઇએ કે મહર્ષિઓને તો વસ્તુતત્વનું સાક્ષાત્ જ્ઞાન હોય છે, તેથી તેમની અમૃત જેવી સત્વગુણમય બોધશક્તિ કદાપિ પણ અન્યથા હોય નહિ એટલે તે ઉપર શંકા થાયજ નહિ.

(નેપથ્યમાં.) ૧૦

હા આર્યપુત્ર! હા કુમાર લક્ષ્મણ! હું કર્મફુટી એકલી અને અશરણ આ અરણ્યમાં પ્રસવવેદનાથી પીડાઉંછું! હાય! હાય! મારી આગળ પાછળ આ મુઆં વાઘ વરૂ વીંટાઇ વળ્યાં! શું કરૂં! મારા બળ્યા ઝળ્યા જીવને લેઇને ભાગીરથીમાં પડતું નાંખું.

**લક્ષ્મણ**—(મનમાં) રે! આ તો કાંઈક બીજુંજ જણાય છે! ૧૫

**સૂત્ર.**— (અનુષ્ટુપ્.)

વિશ્વંભરાત્મજા દેવી રાજાએ તજી મ્હાવને,
તેથી પ્રસવકાલે તે ગંગાદેવી વિષે પડે. ૧.

(જાય છે.)

**રા.**—રે દેવિ! દેવિ! લક્ષ્મણ! જો, જો. સંભાળ. ૨૦

**લ.**—આર્ય! આ તો નાટક છે.

**રા.**—હા દેવિ! દણ્ડકારણ્યવાસપ્રિયસખિ! રામને લીધે આ તારી દુર્દશા!

**લ.**—આર્ય! પ્રબન્ધની ચતુરાઈ તો જુઓ.

**રા.**—હું વજ્ર જેવો તૈયારજ છું. ૨૫

(પછી ખોળામાં એકેક બાલક લેઇને ભગવતી પૃથ્વી અને ભાગીરથી સીતાને લેઇને પ્રવેશ કરે છે.)

**રા.**—વત્સ લક્ષ્મણ! કોઈ વાર ન દીઠેલા એવા અંધારામાં હું અકસ્માત્ આંધળો ભીંત બની રહ્યો છું, તેથી મને ઝાલીલે.

देवीओ— (अनुष्टुप्.)

શાન્ત થા રે તું કલ્યાણિ! વૈદેહિ ભાગ્યશાલિ! તેં
રઘુવંશધુરંધારી સુત બે જલમાં જણ્યા. २.

सीता—(શુદ્ધિમાં આવતી) અહો બે બાલકોનો પ્રસવ થયો! હા આ-
५ ર્યપુત્ર! (મૂર્છા પામે છે.)

ल.—(પગે પડીને) આર્ય! ઈશ્વરની કૃપાથી રઘુવંશનું કલ્યાણ
થયું. (નિહાળતાં) હા! ઉપરાઉપરી ખરતાં આંસુથી વ્યા-
કુળ થઈને શું આર્ય મૂર્છામાં પડી ગયા છે! (વા નાખે છે.)

पृथ्वी—વત્સે! ધીમી પડ, ધીરજ ધર.

१० सी.—(શુદ્ધિમાં આવીને) ભગવતિ! તમે તથા આ કોણ છો?

पृथ्वी—આ તારાં સાસરાનાં દેવી ભાગીરથી.

सी.—ભગવતિ! તમને નમસ્કાર કરૂં છું.

भागीरथी—તારાં સત્કર્મથી સંચિત થયેલી કલ્યાણસમ્પત્તિ તને પ્રાપ્ત
થાઓ.

१५ लक्ष्मण—અમારા ઉપર અનુગ્રહ થયો.

भागी.—આ તારાં માતા વસુંધરા.

सी.—હા માડિ! તેં મને આ વેળે જોઇ!

पृथ्वी—આવ બેટા! આવ પુત્રિ!

(સીતાને આલિંગન દેતાં મૂર્છા પામે છે.)

२० लक्ष्मण—(હર્ષથી) સદ્ભાગ્યે પૃથ્વી અને ભાગીરથી આર્યાની
સહાયે આવ્યાં છે!

रा.—(જોઈને) આ તો કાળજુ કાપી નાંખે એવું જણાય છે!

भागी.—વિશ્વંભરા પણ મુઝાય છે ત્યારે અપત્યસ્નેહજ મોટો કહેવો
જોઇએ; અથવા કોઇ પણ ચેતનવાળાં પ્રાણીએ છુટી ન શકાય
२५ એવા મોહમાયાની ગાંઠથી ધીંગો થયેલો, અંતઃકરણમાં રહેલો એ
સંસારતંતુ સર્વેને સાધારણજ છે. વત્સે વૈદેહિ! દેવિ વિશ્વંભરા!
ઉઠો, ધીમાં પડો.

पृथ्वी—(શુદ્ધિમાં આવતાં) સીતા જેવી પુત્રીને જણીને ધીમી તે ક્યાં
પડું! એકતો,

(इंद्रवज्रा.)

લાંબો થયો રાક્ષસઘેર વાસ! ને આ બીજો દુઃસહ ક્રૂર ભોગ!
भागी.—તૈયાર દેવા ફલ હોય દેવ, તો દ્વાર તેનાં ન કરાય બંધ. ૩.
पृथ्वी—ભાગીરથીના જેવુંજ બોલ્યાં! અથવા રામભદ્રને તો આટલું
કેહેવુંજ જોઇએ કે એ બાલક, ૫

(गीती.)

બાલાપણમાં ઝાલ્યો હસ્ત ગણ્યો નવ લગાર તે મનથી,
કે, હું, અગ્નિ, જનક, વા, ગર્ભદુઃખ નવ, સીતા ન વન ભટકી! ૪.
सी.—હાય હાય! મને આર્યપુત્ર સંભારી આપ્યા!
पृथ्वी—બેશ બેશ, જોયા તારા આર્યપુત્ર! ૧૦
सी.—(લજવાતી અને રોતી) હાજ તો, તમે કહો તે ખરૂં.
रा.— હે પૃથ્વીમાતા! આ રહ્યો હું મને ફરીથી જુઓ.
भागी.—ભગવતિ વસુન્ધરે! ક્ષમા કરો, તમેતો બધા સંસારનું શરીર છો, ત્યારે નજાણતાં હો એમ જમાઇના ઉપર અકળાઓ છો શું!

(मंदाक्रान्ता.) ૧૫

લોકે વાધ્યો અપયશ; કરી વહ્નિનાથી વિશુદ્ધિ
લંકાદ્વીપે, ક્યમકરી અહીં તે જનો લે સ્વીકારી?
ઇક્ષ્વાકુનું કુલધન ઠર્યું જે પ્રજા રંજવાનું,
જાણો માડિ! ગહન બહુ તે, ત્યાં કરે બાલ એ શું? ૫.

ज.—દેવતાઓથી કોઈનાં અંતઃકરણ ઢાંક્યાં રેહેતાં નથી વિશેષે ૨૦ કરીને ગંગાદેવીથી, તેથી હે દેવિ! તમને આ નમસ્કાર કરૂં છું.
रा.—હે માતા! ભગીરથીના વંશ ઉપરતો તમારી મૂલથીજ કૃપા છે.
पृथ्वी—હું નિત્યે તમારા ઉપર પ્રસન્નજ છું, પણ મારી લાડકડીનું દુઃખ ૨૫ મારાથી જોઇ શકાતું નથી. રામભદ્રને એના ઉપર કેવો પ્રેમ હશે તે તો હું જાણતી નથી, કેમ કે,

(ગીતિ.)

દૈવયોગથકી પુત્રી તજું મમ, મનમાં પીડાય બહુ પોતે,
લૌકિક ધીરજ ધરીને, પ્રજાપુણ્યપર તથાપિ પણ જીવે ! ૬.

રા.—પોતાનાં છોકરાંઉપર માબાપને વિશેષ દયા આવેજ.

૫ સી.—(રોતી, નમન કરીને) માતા! મને તમારામાં સમાવી દો.

રા.—આથી શું બીજું બોલે !

ભાગી.—ખમા કરે તને, વણુ સમાપે હજાર વર્ષ સુધી જીવતી રેહે.

પૃથ્વી—પુત્રિ ! તારે તારા પુત્રની સંભાળ લેવાની છે.

સી.—હું અનાથ એમને શું કરૂં ?

૧૦ રા.—અરે હૃદય ! વજ્રમયજ છે.

ભાગી.—તારે નાથ છતાં તું અનાથ ક્યાંથી થઇ ?

સી.—હું કર્મફુટી કેવી એક સનાથ છું તે તો જણાય ત્યારે !

દેવીઓ— (અનુષ્ટુપ્.)

જગન્મંગલ આત્માને હલકો ક્યમ તું ગણે!
૧૫ વધે છે જે તણા સંગે અમારીએ પવિત્રતા. ૭.

લ.—આર્ય ! સાંભળો.

રા.—લોકોને સંભળાવ.

(નેપથ્યમાં ગડબડાટ થાય છે.)

રા.—કાંઈક અદ્ભુત ચમત્કાર છે !

૨૦ સી.—અહો ! આખું અન્તરીક્ષ સળગવા ક્યમ લાગ્યું !

દેવીઓ—સમજાયું,

(ગીતિ.)

કૃશાશ્વ, કૌશિક, ત્યાંથી રામ, એમ જે તણો ગુરૂક્રમ છે,
જૃમ્ભકાસ્ત્ર સહ શસ્ત્રો તેનાં તે ફરી પ્રકટ અહીં થાયે. ૮.

૨૫ (નેપથ્યમાં.)

(અનુષ્ટુપ્.)

નમો દેવિ સીતે ! તારા પુત્ર પુઠે કર્યાં અમ,
ચિત્ર જોતાં કહેલું છે દેવે જે રઘુનન્દને. ૯.

સી.—અહો સદ્‌ભાગ્યે આ તો અસ્ત્રદેવ મળી રહ્યા છે!
જ.—આર્યે કહ્યું હતું ખરૂં કે એ હવે સર્વથા તારી સન્તતિની સેવામાં રેહેશે.

દેવીઓ— (ગીતિ.)

નમીએ પરમાત્માઓને શાધવકર દિપી રહ્યાં પવિત્ર તમો, ૫
ધ્યાન ધર્યે ઝટ ધાજો બાલક બેને, તમારૂં ભદ્ર થજો. ૧૦.

રા.— (ગીતિ.)

પ્રમોદ વિસ્મયનાથી મિશ્ર કરૂણરસઊર્મિ રહ્યાં ઉછળી,
દશા બની કરી મારી તેથકી તે નવ શકું લગાર કળી. ૨.

દેવીઓ—વત્સે! હવે તારા હૈયાનો શોક દૂર કર. તારા બે પુત્રો રામભદ્રના જેવાજ થયેલા છે. ૧૦

સી.—ભગવતિ! એમને ક્ષત્રિયોચિત સંસ્કાર કોણ આપશે!

રા.— (ગીતિ.)

વશિષ્ઠ ગુરૂ પરિરક્ષિત રઘુકુલકેરી વૃદ્ધિકરી તેને,
હાય! હવે સીતાને સંસ્કર્તા નિજ પુત્રતણો ન જડે! ૩. ૧૫

ભા.—પુત્રિ! તેની ફીકર કરીશ મા. આ બે બાલકોને ધાવણ મુકાવ્યા પછી ભગવાન્ વાલ્મીકિને સોંપી આવીશ, તે એમના ક્ષત્રિયોચિત સર્વ સંસ્કાર કરશે.

(અનુષ્ટુપ્.)

અંગિરા ને વશિષ્ઠાદિ, તેવા છે ઋષિ વાલ્મીકિ, ૨૦
જનકો ને રઘુઓનાં કુલના ગુરૂ મૂલથી. ૧૧.

રા.—ભગવતીએ ઠીક વિચાર કર્યો.

લ.—આર્ય! ખરેખાત જેમ જેમ વધારે સાંભળતો જાઉંછું તેમ તેમ કુશ અને લવજ મનમાં રમી રેહેતા જાયછે.

(અનુષ્ટુપ્.) ૨૫

જન્મથી સિદ્ધ છે અસ્ત્રો, વીર એ વાલ્મીકિ થકી
પામ્યા છે શુદ્ધ સંસ્કાર, વય છે વળી બારની. ૪.

रा.—વત્સ! એજ વિચારમાં મારૂં મન પણ ઘોળાયાં જાય છે, તથાપિ કાંઈ સુજ પડતી નથી.

पृथ्वी—ચાલ પુત્રિ! રસાતલને પાવન કર.

रा.—હા પ્રિયે! ક્યાંની ક્યાં ગઈ!

૫ सी.—માતા! મને તમારામાં સમાવી દો, હું આવો અવતાર કાઢી શકનારી નથી.

रा.—જોઈએ પૃથ્વી શું કેહે છે?

पृथ्वी—વત્સે! ધાવણ મુકતા સુધી તો આ પુત્રોની સંભાળ રાખ એવી મારી આજ્ઞા છે, પછી તારી મરજીપ્રમાણે કરીશ.

૧૦ गंगा—હા, એમજ.

(પછી, ગંગા, પૃથ્વી અને સીતા જાય છે.)

रा.—શું વૈદેહિ સમાઈજ ગઈ! હા દેવિ દણ્ડકારણ્યવાસપ્રિય-સખિ! દેવતાતુલ્ય ચરિત્રવાળી! લોકાન્તરમાંજ જઈ વસી?

(મૂર્છા પામે છે.)

૧૫ ल.—ભગવન્ વાલ્મીકે! ધાઓ, ધાઓ! આ તે તમારો કાવ્યાર્થ કેવો?

(નેપથ્યમાં.)

હવે રંગભૂમિનો પ્રયોગ બંધ કરો! રે રે સ્થાવર જંગમ ભૂતમાત્ર સમેત મર્ત્યજનો! ભગવાન્ વાલ્મીકિની આજ્ઞાથી થતું આશ્ચર્ય જુઓ.

૨૦ ल.—(જોતો.) (गीती.)

મથન કર્યા થકી ઉછળે ત્યમ જલ ભાગીરથીનું ઉભરાય!
દેવ ઋષિગણનાથી અંતરીક્ષ બધું છવાઈ આ જાય! ૫
પવિત્ર ગંગા પૃથિવી લેઈ દેવતા ઉભય નિજસાથે,
અદ્ભુત! જલ થકી નિકળે આર્યા દેવી સીતા ઉપર આજે! ૬.

૨૫ (ફરી નેપથ્યમાં.)

(अनुष्टुप्.)

અરૂન્ધતિ! જગદ્વન્દ્યે! ગંગા પૃથ્વી અમે છીએ;
ધર્મશીલ વધૂ સીતા તમને સોંપીએ અમે. ૧૨.

જ.—આશ્ચર્ય! આશ્ચર્ય! આર્ય! જુઓ જુઓ! (જોઈને) હા! અદ્યાપિ પણ આર્યને મૂર્છા વળી નથી!

(પછી અરૂન્ધતી અને સીતા પ્રવેશ કરે છે.)

અરુ.— (ગીતિ.)

ચાલ ચાલ ઝટ વ્હેલી, તજ તુજ મન થકી તમામ લજ્જાને, ૫
જીવાડ વત્સ તું મારો, ફેરવી કર અતિ મિઠો શરીર એને. ૬.

સી.—(ગાભરી ગાભરી પાસે જઈ રામનાઉપર હાથ ફેરવતી) આર્યપુત્ર! ઉઠો.

રા.—(શુદ્ધિમાં આવીને, આનન્દથી) અહો આ શું!! (જોઈને, હર્ષ અને આશ્ચર્યથી) અહો દેવી અરૂન્ધતી, તથા ઋષ્ય- ૧૦ શૃંગ અને શાન્તા સહવર્તમાન સર્વે ગુરૂજનો ક્યાંથી!

અરુ.—વત્સ! આ પ્રસન્ન થયેલાં ભગવતી ભગીરથગૃહદેવતા ગંગા.

ભા.—જગત્પતે રામભદ્ર! હે માતા! સીતાને પુત્રી અરૂન્ધતી જેવી ગણીને એનું કલ્યાણ કરવામાં સર્વદા તત્પર રેહજો, ૧૫ એમ ચિત્રદર્શન સમયે તેં મારાપ્રતિ કહેલું તે વિચારી જો. આ એ ઋણમાંથી હું મુક્ત થઈ.

અરુ.—આ તમારાં સાસુ ભગવતી વસુન્ધરા.

પૃથ્વી—પુત્રીનો ત્યાગ કરતી વખતે આયુષ્માને કહેલું હતું કે ભગવતિ વસુન્ધરે! શ્લાઘ્ય દુહિતા જાનકીની સંભાળ ૨૦ રાખજો, તે હવે મેં તમારૂં વચન રાખ્યું.

રા.—અહો! મારા જેવા મહા અપરાધ કરનારા ઉપરપણ તમે બન્ને દેવતા દયા લાવ્યાં! (પ્રણામ કરે છે.)

અરુ.—રે રે પૌરમહાજનો! આ સૂર્યકુળની વધૂ દેવયજનસંભવા સીતાદેવી ભગવતી જાન્હવી અને વસુન્ધરાએ પ્રસ્તુત ૨૫ પ્રભાવપૂર્વક મને અરૂન્ધતીને સોંપી છે, વળી એની પવિત્ર- તાનો નિર્ણય ભગવાન્ વૈશ્વાનરે પણ આગળ કરેલો છે; બ્રહ્માદિસર્વે દેવો એની સ્તુતિ કરી રહ્યા છે; ત્યારે એનો

અમે આજ અંગીકાર કરીએ છીએ તે વિષે તમારો શો
અભિપ્રાય છે?

**ल.**—આ પ્રમાણે આર્યા અરુન્ધતીએ જરા ખખડાવેલી સર્વ
પ્રજા સહિત બધું ભૂતગ્રામ આર્યાને નમન કરી રહ્યું છે,
૫ અને દેવતા તથા સપ્તર્ષિઓ પુષ્પવૃષ્ટિ કરી રહ્યા છે.

**अ.**—જગત્પતે **રા**મભદ્ર!

(गीति.)

સૂવર્ણ-મય મૂર્તિની પુણ્યપ્રકૃતિ ધર્મચારિણી પ્રિયા,
યથાધર્મ ગૃહિ તેને, યજ્ઞવિષે તુજ સાથ રાખ તું હવાં. ૭.

૧૦ **सी.**—(મનમાં) **સી**તાનું દુઃખ વિસરાવવાનું તો આર્યપુત્રને
શિખવવું પડે તેમ નથી.

**रा.**—જેવી ભગવતીની આજ્ઞા.

**ल.**—હવે મને ટાઢક વળી.

**सी.**—મારા જીવમાં ફરી જીવ આવ્યો.

૧૫ **ल.**—આર્યે! આ લાજવિનાનો **લ**ક્ષ્મણ પ્રણામ કરે છે.

**सी.**—વત્સ! એવોજ તું ચિરંજીવ.

**अ.**—ભગવન્ **વા**લ્મીકે! **સી**તાની કુખમાં પાકેલાં **રા**મભદ્રનાં
પેલાં **કુ**શ અને **લ**વ રત્ન લાવો. (વાલ્મીકિ જાય છે.)

**रा. लक्ष्म.**—પ્રભુકૃપાએ પેલું એમજ જણાય છે!

૨૦ **सी.**—(રડતી સાભિપ્રાય) મારા પુત્ર ક્યાં છે!

(પછી વાલ્મીક અને કુશ, લવ પ્રવેશ કરેછે.)

**वा.**—વત્સ **કુ**શ**લ**વ! આ તમારા પિતા **ર**ઘુપતિ; આ તમારા
નાના કાકા **લ**ક્ષ્મણ; આ તમારાં માતુશ્રી **સી**તા, અને આ
તમારા માતામહ રાજર્ષિ **જ**નક.

૨૫ **सी.**—(હર્ષ અને કરુણાથી આશ્ચર્યપૂર્વક જોતી) શું તાતપણ
અહીંજ છે!

**कु. लव.**—હા પિતા! હા માતા! રે માતામહ!

**रा.**—(હર્ષથી ભેટતાં) અરે પુત્રો! મારાં પુરાં પુણ્યે તમે પ્રાપ્ત
થયા છો!

**सी.**—આવ બેટા **કુશ**! આવ બા **લવ**! આમ આવો. આ તમારી નવે અવતાર આવેલી જનેતાને ખુબ ભેટી પડો.

**कु. लव.**—(તેમ કરતા) અમારૂં ધન્ય ભાગ્ય!

**सी.**—ભગવન્! પ્રણામ કરૂં છું.

**वाल्मीकि.**—આ તારૂં સૌભાગ્ય ચિરકાલ રહો. ૫

**सी.**—અહો પિતાજી, કુલગુરૂ, આર્યા, ભર્તાસહિત બેહેન **શા**ન્તા તથા **લક્ષ્મ**ણસહિત સુપ્રસન્ન આર્યપુત્રના ચરણારવિંદ, ને વળી **કુશ** અને **લવ**, એ બધાંને જોઈને મારો આનંદ ઉભરાઈ જાયછે!

**(નેપથ્યમાં કોલાહલ થાય છે.)** ૧૦

**वाल्मी.**—(ઉઠીને જોતા) **લવ**ણનો સંહાર કરનાર **મધુરેશ્વર** પધારે છે.

**ल.**—ઉપરાઉપરી આનંદજ થતો ચાલે છે!

**रा.**—આ સર્વ નજરે દેખતાં છતાં પણ મારૂં મન માનતું નથી, અથવા અભ્યુદયનો એ સ્વભાવજ છે. ૧૫

**वाल्मी.**—**રા**મભદ્ર! આ ઉપરાંત બીજું શું પ્રિય કરૂં તે કહો.

**रा.**—આથી પ્રિય તે શું હોય? તથાપિ આટલું થાઓ,

**(शार्दूलविक्रीडित.)**

ટાળો પાપ, સુવૃદ્ધિ શ્રેયની કરો, આ તે કથા **રા**મની,
મંગલ્યા, સુમનોહરા, જગતની માતાશી, **ગં**ગાસમી, ૨૦
ભાળો માનથી પણ્ડિતો, અભિનયે જે આ દીસે દીપતી,
શબ્દબ્રહ્મવિજાણ પૂર્વકવિની બુદ્ધિભરી ભારતી. ૮.

**॥ इति सम्मेलनं नाम सप्तमोऽङ्कः समाप्तः ॥**

 ૨૫

**॥ इतिश्रीकविकुलदीपकभवभूतिविरचितं उत्तररामचरित नाटकं समाप्तम् ॥**

# ટિપ્પણ.

૧. ૨. માલતી માધવ પા. ૧. જુઓ.

૧. ૪—૭. વાલ્મીકિઆદિકવિ કેહેવાય છે; માટેજ પૂર્વકાલે એટલે ઘણા જુના વખતમાં થયેલા પૂર્વગુરૂ ગણાય છે; જુઓ પા. ૨૫. વ્યાસ પણ અઢારે પુરાણના કર્તા તથા બ્રહ્મસૂત્રના રચનાર પૂર્વગુરૂ ગણાય છે. એવા પૂર્વ કવિજનોને નમન કરીને ભવભૂતિ પોતાની વાણીમાં રસિકતા, વિશદત્વાદિક માગી લે છે, તેમજ વાલ્મીકિ રામાયણના પ્રથમ રચનાર છે, અને ભવભૂતિ પણ રામનીજ ઉત્તર કથાનું વર્ણન આદરે છે, માટે તેમની આશિષ્ યાચે છે. સરસ્વતિને બ્રહ્મનો અંશ, કહેલી છે તે વિષે વિષ્ણુપુરાણમાં પણ એવીજ કથા છે, જેમાં શબ્દને વિષ્ણુનું રૂપ ગણ્યો છે. काव्यालापाश्चयेकेचिद्गतिकान्यखिलानिच । शब्दमूर्तिधरस्यैतद्वपुर्विष्णोर्महात्मन: ॥ મીમાંસક વિચાર પ્રમાણે શબ્દ, નિત્ય છે, તેથી શબ્દની અધિષ્ઠાતા સરસ્વતીને પણ નિત્ય માનીને તેને બ્રહ્મરૂપ, નિત્ય, પૂર્ણ, આનંદ સ્વરૂપ માનેલી છે, ને એક કવિ પોતાની પ્રતિભાવાચક શબ્દાધિષ્ઠાત્રી ભારતીને એવી માનેજ.

૧. ૧૧. પદ વાક્ય પ્રમાણ.—વિભક્ત્યંત શબ્દ કે સમાસ તે પદ, એવાંનો ક્રિયાસહવર્તમાન સંપૂર્ણ સંબંધ તે વાક્ય, એ બધાંના સાધુત્વને જણાવનારૂં શાસ્ત્ર પ્રમાણશાસ્ત્ર, તેના તત્વને સારી રીતે જાણનાર, અર્થાત્ વ્યાકરણ, સાહિત્ય, ન્યાય, મીમાંસાદિકમાં નિપુણ.

૧. ૧૪—૧૭. દ્વિજવર-શ્રેષ્ઠ બ્રાહ્મણ. સરસ્વતી ભવભૂતિની પુંઠે ફર્યા કરતી હતી, એમ કહીને ભવભૂતિ પોતાની સ્તુતિ કરે છે પણ એના જેવા મહાન્ કવિની એ આત્મસ્તુતિ યથાર્થ ઠરવાથી અબાધ છે. માલતી માધવમાં પણ પ્રસ્તાવનામાં લખે છે કે,—

છે યત્ન આ નહિ કદી મમ નિન્દકાર્યે,
તેઓ બધા કંઇ કંઇ મનમાંહિ જાણે;
છે કો સમાન મમ કે પછી કોઇ થાશે,
પૃથ્વી વિશાળ વળી કાળ નિરંત ભાસે.

ખરેખર કવિનું પાકું હાર્દ સમજવાને સમજનાર પોતાની સમાનજ જોઇએ. પ્રથમ બે પંક્તિમાં અલંકાર પૂર્ણોપમા છે. લક્ષણ જુઓ મા. મા. પા. ૧૨. નોટ. ૧. વચનથકી વશ થયલી–અબલા, વચનથી–પ્રેમવિનોદ માધુર્યાદિકની સંપત્તિથી–એવી વશ થયેલી કે અબળા થઇને, પોતાનું સ્વાતન્ત્ર્યરૂપ બલ ભુલીને, પોતાના કાન્તની પુઠેજ ઢળી જતી રેહે, તેમ સરસ્વતી પણ રસપૂર્ણ સાધુ વાક્યના બલે મોહીને ભવભૂતિની વાણી પુઠે અબળા થઇ–અર્થાત્ ભવભૂતિની વાણીમાંથીજ પોતાનું સ્વરૂપ ઉપજાવી લેતી થઇ–હમેશ તાબેજ રહ્યાં જતી.

૧. ૨૦. ધૂમકેતુ–પૂછડીઓ તારો. જ્યોતિષ્ શાસ્ત્રનો એમ અભિપ્રાય છે, કે જ્યારે જ્યારે પૂછડીઆ તારાનો ઉદય થાય ત્યારે ત્યારે રાજ્યને તથા પ્રજાને દુષ્કાળ, પરરાજ્યાગમ, વગેરે ઉપદ્રવ થાય; એમ રામચંદ્રરૂપી ધૂમકેતુના ઉદયથી રાવણના આખા કુલને ઉપદ્રવ થયો, છેવટ વિભીષણવિના સર્વનો સંહાર થયો, ધૂમકેતુ દૂર રહે રહે પણ એટલો ઉત્પાત કરવાને સમર્થ છે, તેની સાથે સરખાવીને રામચન્દ્રનાં દુષ્ટને કંપાવનારાં અતુલ પરાક્રમ અને મહિમા બતાવેલાં છે. રામચન્દ્ર સર્વને શાન્ત સૂર્ય સમાન સુખકર છતાં રાવણ જેવા દુષ્ટના ધૂમકેતુ છે.

૨. ૭. વશિષ્ઠ=રઘુકુલના ગુરૂ; અરૂન્ધતી તેમનાં પત્ની.

૨. ૯. રાણીઓ, રામ માતાઓ, એ બે એકજ વિભક્તિમાં છે, સમાનાર્થ વિભક્તિ છે. (Case in apposition). કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા વગેરે.

૨. ૧૪. શાન્તા=રામચન્દ્રની બ્હેન, અને દશરથની પુત્રી. રામાયણમાં કથા છે કે અંગરાજા લોમપાદ અપુત્ર હતા, તેમણે દશરથરાજા પાસે શાન્તાપુત્રી માગી લીધી ને પછી ઋષ્યશૃંગ સાથે તેને પરણાવી.

૨. ૨૨. શુદ્ધસ્તોત્ર.—શુદ્ધ એટલે કોઇ રીતે દૂષણવાળી ન હોય એવી સ્તોત્ર એટલે સ્તુતિની પદ્ધતિ, સ્તુતિનો પ્રકાર, શોધી કાઢો.

૨. ૨૫—૨૮. જગત્‌ના વ્યવહારમાં દૂષણ શામાં ન આવ્યું? માણસો જેમાં ને તેમાં દોષ કાઢ્યાંજ જાય છે; પછી વિચારે કે અવિચારે. તેમાં મુખ્ય કરીને નારીના અને વાણીના–કવિતાના–ગુણની પરીક્ષા કરતીવેળે તો જે સજ્જન હોય છે તે પણ દુર્જનજ બની

જઈને તપાસ કરે છે, કેમકે તેના ગુણનું વિવેચન કરવાને બદલે તેમાં ન હોય તેવા દોષ પણ ઉપજાવી લેઈને ખોળે ખોળે કાંઈ નિન્દા કરાય એવું ખોળી કાઢે છે. આમ છે ત્યારે શુદ્ધ પદ્ધતિ તે ક્યાંથી મળે? આ ઠેકાણે ભવભૂતિએ પોતાનો ખરો અનુભવ દર્શાવ્યો છે, પણ તેમાં ખુબી એટલી છે કે હવે નાટકમાં જે પાત્ર પ્રવેશ કરનાર છે તેનું યુક્તિથી વાચનારને ભાન કરાવેલું છે. પ્રસંગે કહીએ છીએ કે નાટકની વ્યાખ્યા ભરતમુનિએ આમ આપી છે. नाटकंख्यात वृत्तंस्यात् । કોઈ જાણીતી—ઐતિહાસિક—વાત ઉપર રચાય તે નાટક. એ નાટકાદિક—દૃશ્ય કાવ્યના પાત્રના પ્રવેશ સંબંધે નિયમ એવો છે કે ॥ नासूचितंविशेत्पात्रं ॥ સૂચના કર્યાવગર કોઈ પણ પાત્રનો પ્રવેશ કરાવવો નહિ. આ નિયમ ભવભૂતિએ મહામેહેનતે માલતી માધવમાં વગર ચુકે પાળ્યો છે. આ ઠેકાણે ભવભૂતિએ જે સ્વાભાવિક રીતે સીતાની વાતની સૂચના કરી દીધી છે તે ખરા કવિત્વની ઊંચી નીશાની છે. કાલિદાસના શકુન્તલામાં પણ દુષ્યન્તને સૂત્રધાર પાસે આમ દાખલ કરાવ્યો છે,—

> મોહ પામ્યું હતું મારૂં ચિત્ત ગાયન રાગથી,
> જેમ દુષ્યન્તરાજાનું વેગવાળા મૃગે થકી.

૩. ૧૦. સર્વથા દેવ અને.—એમ કહીને નાટકનો શો પરિણામ આવશે તે સૂચવેલું છે.

---

## અંક. ૧.

૪. ૮. ગૃહસ્થનો ધર્મ સંકટપૂર્ણ છે. પરણ્યા પછીથી જે અગ્નિ પરણવામાં સાક્ષી હોય તેનેજ સ્થાપી રાખવામાં આવે છે. તેમાં નિત્યે ત્રણ વાર હોમ કરવો પડેછે, ને તેજ અગ્નિથી મુવે બળવું પણ થાયછે. આવો અગ્નિહોત્ર ગ્રહણ કરવાથી ઇચ્છાનુસાર ફરવું હરવું જનકથી બનતું નથી.

૪. ૧૫. રામભદ્ર.—એમ બોલીને શરમાવાનું કારણ એટલુંજ કે રામચન્દ્ર હવે તો રાજા થયા હતા એટલે મહારાજ એમ કહીને બોલાવવા જોઈએ, તેને બદલે પ્રથમના પરિચયને લીધે કંચુકીના મોંમાંથી રામ-

ભદ્ર (આપણામાં જેમ ટુંકાવીને બોલાવવાનો રીવાજ છે, રામનારાયણને રામા કહીએ છીએ, તેવો ભદ્ર પ્રત્યય પરિચય અને પ્રીતિવાચક છે) એમ નીકળી ગયું.

૪. ૧૭. ઉપચાર=બ્હારનો વિનય (formality.)

૪. ૨૭. સોમપીતી=સોમપાન કર્યું છે જેણે એવા, બ્રહ્મવૈવર્તપુરાણમાં ॥ ब्रह्महत्याप्रशमनंसोमयागफलंमुने ॥ બ્રહ્મહત્યાના પાપથી પણ મુક્ત કરનાર સોમયજ્ઞ કહેલો છે, તે કર્યો છે જેણે એવા.

૫. ૫—૮. વિશ્વંભરા—પૃથ્વી. (વિશ્વને ધારણ કરનારી.) પ્રજાપતિ=બ્રહ્મા. (સર્વના પોષણકર્તા વેદપારંગત પ્રજાપતિ.) સીતા પૃથ્વીમાંથી ઉત્પન્ન થયાં છે, દેવયજન—વેદી—યજ્ઞભૂમિ—ખેડતાં તેમાંથી નીકળી આવ્યાં છે એ પ્રસિદ્ધ છે. વશિષ્ઠમુનિ સૂર્યકુલના ગુરૂ છે, અને સવિતા (સૂર્ય) તો મૂલથીજ છે. આ શ્લોકમાં કેહેવાની મતલબ એવી છે કે પૃથ્વી જેવાં તારાં માતા છે, વિદેહરાજ જનકરાજર્ષિ જે પ્રજાપતિ જેવા તે તારા પિતા છે, ને વળી પ્રખ્યાત સૂર્યગુરૂ અધિષ્ઠિત કુલની તું વહૂ થઇ, જે કુલના અમે પણ ગુરૂ છીએ, એટલી એટલી તારામાં સૌભાગ્યસંપત્તિ ભેગી મળી ત્યાં અમે તે શી આશિષ્ આપીએ? જુઓ અંક ૭ પા. ૧૦૮. લી. ૧૪–૧૫.

૫. ૧૨—૧૩. લૌકિક એટલે લોકમાં રેહેનારા, સંસારી, જે સાધુ પુરૂષ છે તેમને તો અર્થનો વિચાર કરીને વાણી બોલવી પડે છે, એટલો તેમનો પ્રભાવ ઓછો; પણ વશિષ્ઠઋષિ જેવા જે આદ્યઋષિ જનો છે તે તો અર્થનો વિચાર કર્યાવિનાજ જે મોંમાંથી બોલે છે તેમાંજ અર્થ ને—વાણીની સફલતાને—પેસવાની ફરજ પડે છે, તેજ પ્રમાણે થાય છે, એટલી તેમની તપઃસિદ્ધિ વિશેષ. અર્થાત્ આદ્યઋષિઓની વાણીમાં વિશ્વક્રમ ફેરવી નાંખવા જેટલી પણ મોટી સત્તા રહેલી છે તેથી એમણે જે આશિષ્, વીર પુત્રની માતા થજે એવી, આપી તે માટે એમનો મોટો અનુગ્રહ—ઉપકાર—થયો.

૫. ૧૫. દોહદ=ગર્ભિણી સ્ત્રીઓને અભાવા થાય છે ને પછી જે વિવિધ ઇચ્છાઓ થાય છે તે. અષ્ટાવક્ર સાથે આમ કહાવીને સર્વેએ સીતા ઉપર પોતાની પ્રીતિ જણાવેલી છે.

૫. ૨૧—૨૨. ઋષ્યશૃંગ પણ આ પ્રમાણે કહીને બીજે રૂપે આશિષ્જ આપે છે.

૧. ૧—૫. અમ, વશિષ્ઠાદિ જે તારૂં રાજ્ય યથાધર્મે ચલાવરાવી શકીએ તે તો અહીંયાં, ઋષ્યશૃંગના યજ્ઞમાં, રોકાયા છીએ; તું હજું બાલક, પ્રજાપાલનના વિકટ કાર્યમાં અનનુભવિ, છે; તેથી એકજ શિક્ષા કહીએ છીએ કે પ્રજાને રંજન કરવા તત્પર રેહેજે—એજ મહા ધન છે. આ આજ્ઞા રામે કેવી સુદૃઢ રીતિથી આખા નાટકમાં પાળી છે એ દાખલો લેવા લાયક છે; સાંભળતાં તરતજ રામ જે વિ-ચાર દર્શાવી પોતાની તત્પરતા બતાવે છે, તથા સીતા, પોતાના હૃદયના સાર રૂપ સીતાને પણ તજવા કબુલત આપે છે; ને તે સાંભળી સીતાજી રામને રઘુવંશના ધુરંધર ગણી અભિનંદન આપે છે એ એ દંપતીની અનુવૃત્તિ, પ્રેમ તથા તદુપરી રામની પ્રજાહિતપર આ-સક્તિ બહુ ઉત્કૃષ્ટ રીતે સૂચવે છે. છંદ, ઇન્દ્રવંશા અને ઇન્દ્ર-વજ્રાના સંકરરૂપ વિષમોપજાતીય છે.

૧. ૨૧. ૨૪. લક્ષ્મણે કહ્યું કે સીતાને અગ્નિદેવે શુદ્ધ કર્યાં ત્યાં સુધી ચિત્ર આવેલું છે. કથાપ્રસંગ એવો છે કે રાવણની પાસે રહેલાં સીતાને રામે અંગીકાર કરવાની ના કહી, અને જ્યારે તે અગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થઇ નીકળ્યાં ત્યારે તેમને સ્વીકાર્યાં. લક્ષ્મણનું બોલવું આ વાતને અનુસરીને થયું. પ્રેમમાં લીન થયેલા રામ એ વાતને ગણકારતા નથી અને કેહે છે કે એને પવિત્ર કરી શકનાર કોઇ નથી; બલ્કે તીર્થની—ગોદાવરી, ગંગા આદિક તીર્થોની—તેમજ અગ્નિની પણ એનાથીજ પવિત્રતા થાય છે. જુઓ અંક ૭ પા. ૧૦૮. લી. ૧૪-૧૫. કાલિદાસે પણ મેઘદૂતના પ્રથમ શ્લોકમાં રામગિરિનાં જ-લને ॥जनकतनयास्नानपुण्य०॥ જનકની પુત્રી–સીતાના–નહાવાથી પવિત્ર થયેલાં ગણ્યાં છે. રામે પ્રથમ શુદ્ધિ કરાવેલી, ને હાલ આવું બોલે છે તેનો પરિહાર પા. ૭ માની લીટી ૨—૯ સુધીમાં કર્યો છે.

૭. ૨—૯. અશિવ=અક્ષેમ, અયોગ્ય, અનુચિત; અગ્નિમાં શુદ્ધ થઇને આવે તોજ રાખું એવું. એમ કેહેવાનો માત્ર બાહ્યહેતુ–લોકને રાજી રાખવાનોજ–જણાવેલો છે; ખરેખરૂં તો તું તેને પાત્ર નહતી, તું તો જન્મથીજ પવિત્ર છે. છેલી બે લીટીથી વળી વિશેષ કહે છે કે સુગંધીમાન્ ફુલને તો તે નીપજ્યું ત્યારથીજ માથે બેસવાનો હક છે. તે માટેજ તે જન્મ્યું છે, કાંઇ પગતળે ચગદાવા નથી પેદા થયું. આ શ્લોકોમાં રામની સીતા ઉપરની અગાધ પ્રીતિ, ને પ્રીતિના આ-

વેશમાં હૃદયની અવસ્થા જણાવેલી છે. આ શ્લોકના પેહેલાં યજ્ઞ-ભૂમિમાંથી ઉત્પન્ન થયેલી હે દેવિ! એમ લખીને પણ સીતાની અતિશય પવિત્રતા, અને દોષનો અનવકાશ સૂચવ્યો છે. યજ્ઞભૂમિમાંથી નીકળવા વિષે રામાયણમાં સીતાએ અનસૂયાને આ પ્રમાણે કહેલું છે, જનકરાજા ભૂમિ ખેડતા હતા તેવામાં આકાશને વિષે રૂપથી ઝળકી રહેલી મેનકા અપ્સરાને ઉડી જતાં દીઠી. એમના મનમાં એમ થયું કે મારે પ્રજા નથી ત્યારે આ સ્ત્રીના પેટનું મારે કાંઇ છોકરૂં થાય તો કેવું સારૂં? તેવીજ આકાશવાણી થઇ કે તને એના જેવું સંતાન મળશે. પછી યજ્ઞમંડળમાંથી હળ ચાલ્યું તેવીજ હું એકદમ નીકળી આવી.

૭. ૧૬. સરહસ્ય જૃમ્ભકાસ્ત્ર=સરહસ્ય—રહસ્ય—ગુપ્તવાત—મંત્ર—તે સહિત, જૃમ્ભક-જૃમ્ભા ઉત્પન્ન કરનાર અસ્ત્ર,=જૃમ્ભક નામનાં અસ્ત્રો, તેમને મુકવાના, અને પાછાં વાળવાના મંત્રો સહિત.

૭. ૨૬. આ વાક્ય આગળ ઉપર (અંક. ૫. ૭.) સફલ થાય છે.

૮. ૧. મિથિલા—સીતાના પિતા—જનકનું નગર, ત્યાંનો વૃત્તાન્ત, સીતા અને રામનું પાણિગ્રહણ.

૮. ૬. જનકની પાસેનું શિવનું આપેલું ચાપ, રાવણાદિક પણ ભાંગી શક્યા નથી, અને વશિષ્ઠગુરૂએ જોવા માટે તેડી આણેલા બાલક રામે તે સહજ ભાંગી નાખ્યું છે એ કથા પ્રસિદ્ધ છે. જે એ ધનુષ્ ભાંગે તેનેજ સીતા પરણાવવી એવી જનકરાજાની પ્રતિજ્ઞા હતી.

૮. ૮. આર્યપુત્ર=પતિ, આર્ય (મોટા, સસરા) ના પુત્ર.

૮. ૧૧. ગોતમસૂનુ=ગૌતમ. ગોતમસૂનુ તેજ જનકના કુલગુરૂ. એમને તથા શતાનંદને સાથે લેઇને આ તમારા તાત જનક, વશિષ્ઠાદિકની પૂજા કરે છે.

૮. ૧૬. કુશિકનંદન=કુશિક ઋષિના પુત્ર-કૌશિક=વિશ્વામિત્ર. એ મહા પવિત્ર બ્રહ્મવિદર્ષિ, જ્યાં કન્યા દાન દેનાર અને લેનાર છે, એવો જનક અને રઘુકુલનો સંબંધ કોને પ્રિય ન હોય? સર્વને હોયજ. વિશ્વામિત્ર કાંઇ ખરેખર કન્યાદાન દેનાર લેનાર હતા નહિ, પણ જનક અને રઘુ બન્ને કુલમાં વિશ્વામિત્ર પૂજ્ય મનાતા, તેમનીજ આજ્ઞાથી કન્યાદાન અને કન્યાગ્રહણ થતું હતું, માટેજ તેમને દાતા ને ગૃહીતા લક્ષણા માત્રથીજ કહેલા છે.

૮. ૨૪. જે વેળે સીતાનો હાથ રામના હાથમાં અપાયલો તેજ સમય જાણે ફરી આવ્યો હોય એમ લાગે છે. શંકરધનુષના ખંડનથી માંડીને વશિષ્ઠાદિકનો આવકાર, વિશ્વામિત્રની પૂજા, ને ચારે ભાઇઓનું ગોદાન આદિક મંગલકાર્ય એ સર્વે સૂચવવાથી પાણિગ્રહણના સમયની સ્મૃતિપરમ્પરા પૂર્ણ થાય છે; ને સીતા પણ કેહે છે કે તેજ સમયે ને તેજ કાલે ઉભી છું; તથા રામ પણ એનું એજ કેહે છે. એ સ્મરણમાં રામ સીતા પ્રેમથી ગળી જાય છે, ને નાનાવિધ વિનોદ ઉપજી રહે છે.

૮. ૨૫. માણ્ડવી—રામના ઓરમાઇ ભાઇ ભરતની પત્ની ને જનકરાજાના ભાઇ કુશધ્વજની મોટી દીકરી. શ્રુતકીર્તિ.-રામના ભાઇ શત્રુઘ્નની પત્ની, ને કુશધ્વજની નાની દીકરી. આટલું કેહે છે ને પોતાની પત્ની ઉર્મિલા–જનકરાજાની ઔરસ પુત્રી-ની વાત છુપાવી દેછે, ત્યારે સીતા વિનોદથી બોલાવવાનું કરે છે; લક્ષ્મણ એ વાત બીલકુલ ઉડાવી દેછે ને બીજુંજ કાંઇ બતાવે છે.

૯. ૪. ભાર્ગવ=ભૃગુઋષિના પુત્ર, પરશુરામ. રામે ખંડિત કરેલા ધનુષનો ટંકારવ સાંભળી ધાઇ આવ્યા હતા તે. એમના પિતાને કોઇ ક્ષત્રિય રાજાએ મારી નાંખ્યા માટે તેમણે સર્વ પૃથ્વી નક્ષત્રી કરવાનું પણ લીધું હતું, તેથી રામ જેવા ક્ષત્રિયની ઉત્પત્તિ થઇ સાંભળી તે ધાઇને લઢવા આવ્યા. રામ, સીતાને પરણીને પાછા આવતા હતા ત્યાં વચમાંજ સંગ્રામ થયેલું છે ને ભાર્ગવ નમી ગયા છે એ કથા પ્રસિદ્ધ છે.

૯. ૯. રામ, આ વાક્ય ચોડાઇને બોલે છે તે એથી કે એમને પોતાનાં વખાણ સાંભળવાં ગમતાં નથી. આગલા વાક્યમાં લક્ષ્મણ રામની મોટાઇ જણાવવા સારૂં બોલવા જતા હતા કે આ એમને (ભાર્ગવને) આર્યે (રામે) હરાવી દીધા. એ વાત પડતી મુકાવવામાં બીજો પણ હેતુ કલ્પી શકાય કે સીતાએ મને બીહીક લાગે છે (ભાર્ગવને સંભારવાથી) એમ કહ્યા છતાં પણ લક્ષ્મણ એની એજ વાત ચલાવ્યાં જાય છે, ત્યારે રામ અટકાવે છે. આ સર્વ વાર્તાને સીતાનું વચન લાગુ પડે છે. આવા વિનયના (આત્મસ્તુતિથી અળગા રહ્યાના) ગુણથી તમે બહુ શોભો છો; અથવા આવા પ્રેમ વિનયથી તમે બહુ રૂડા–પ્રીતિકર–લાગો છો.

૯. ૧૫. ૧૬. તાતપાદ-એ આપણે જેમ પૂજ્ય તીર્થસ્વરૂપ પિતા કહીએ છીએ તેવું છે; તાતના ચરણકમલ જીવતાં. તાતપાદના જીવતાં એ માત્ર કાલસૂચક વાક્ય છે. તથાપિ તાત અને માતા એ બેનો શબ્દ વિરોધ છે. તાતના જીવતાં પણ આપણી ચિંતા માતાને રહેતી એ વિરોધ. માતાને બાલકો ઉપર જે અસાધારણ પ્રીતિ હોયછે તે આપણાં માતામાં એટલી બધી હતી કે તેજ પોતેજ આપણી ફીકર રાખતાં એમ અર્થ ઘટાવવાથી એ વિરોધનો પરિહાર. મારી પાસે રાત્રિ દિવસ લાડગેલ કરતા આ રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન ચારે હવણાંજ, નવીજ દારાઓ પરણી લાવ્યા, તે હવે ઘર કેવું એક માંડશે, એવી આપણાં માતા ચિંતા કરતાં એ આપણા લાડના દિવસ તો વીતીજ ગયા! છોકરાનું ઘરસૂત્ર સારું થયેલું જોવાની માની ઉત્કંઠા જગત્ પ્રસિદ્ધ છે.

૯. ૧૮-૨૨. જાનકીનાં અંગોનાં મુજ મા (કૌશલ્યા) વારણાં લહે (લેતાં) એમ અન્વય છે. વિરલ=આછા આછા. કુંતલે=લટ (તેથી). દશનકલિએ=દાંતની કલીઓથી. આછી આછી લટો ગાલે લટકે; દાંત ઝીણી કલી સમાન ખીલી રહે; એ મુગ્ધત્વની નિશાની છે. એ-થીજ જેનું મોં નાનું-બાલક જેવું-મુગ્ધ—લાગતું હતું એવી જા-નકીનાં. જ્યોત્સ્ના=ચંદ્રનું અજવાળું, તેવાં ઉજળાં અને શીતલ. અકૃત્રિમવ.=ઘરેણાં, લુગડાં વગેરેના કૃત્રિમ-બનાવટના-વિભ્રમ-રત્યુદ્દીપક લટકા-તેથી નહિ, પણ માત્ર સ્વાભાવિક કાન્તિમાન્ શરીર-નાજ વિભ્રમથી મધુર-મીઠાં—સ્પર્શથી, મિષ્ટતા—આનંદરસસ્વાદ ઉપજાવતાં, કોમલ અંગ. આ શ્લોક ઉપરથી જાનકીનું સર્વાકાર હૃદયંગમત્વ, અને અકારણ પણ પક્ષપાત-પ્રીતિ-ઉત્પન્ન કરાવે એવું લાલિત્ય, સૂચવ્યાં છે.

૯. ૨૩. આ પ્રમાણે સીતાના અને કૌશલ્યાના પ્રેમ સ્નેહના વર્ણનમાં રામ ગરક થયેલા છે, તેમાં લક્ષ્મણ મન્થરા—કૈકેયી—જેને લીધે રામને ને પ્રેમમૂર્તિ સીતાને વનવાસ કરવો પડ્યો—તેનું નામ સં-ભારે છે. તેને રામ ન સાંભળ્યું હોય એમ પડતું મુકી, શી રીતે વન જવા નીકળવું પડ્યું એ વાત અતિ દુઃખ કરનારી હોવાથી દાબી દઇને, વન જતાં જ્યાં નિષાદપતિ ગુહરાજાની સાથે મેલાપ થયો હતો ત્યાંથી વાત ઉપાડે છે; અને આ પ્રેમવિહારને પોષક

જે જે સીતા સાથે અનુભવેલા વનમાંના પ્રેમવિલાસ તે તે ઉપર મુખ્ય લક્ષ આપે છે.

૧૦. ૩. જટાસંયમન=જટા બંધન (વનવાસ કર્યાનું ચિન્હ.)

૧૦. ૫. ઇક્ષ્વાકુવંશના રાજાઓએ જે વ્રત વૃદ્ધ થયેલા ત્યારે ગ્રહણ કરેલું તે આર્યે—રામે—બાલાપણમાંજ લીધું એટલી એમની મહત્તા.

૧૦. ૧૦—૧૩. રામાયણના બાલકાણ્ડમાં કથા છે કે સગરરાજા અશ્વમેધ યજ્ઞ કરતા હતા. એ મારૂં પદ લેઇ લેશે એવી ઇન્દ્રને ઈર્ષા થઇ તેથી તેણે અશ્વમેધના ઘોડાને પાતાલમાં કપિલમુનિ તપ કરતા હતા તેમની પાસે બાંધ્યો. સગરરાજાને ૬૦,૦૦૦ પુત્ર હતા, તે એ ઘોડાને શોધતા શોધતા કપિલપાસે ગયા, ને ઘોડો ત્યાં દેખી કપિલને ચોર ધારી તેની સાથે યુદ્ધ કરવા તત્પર થયા. કપિલમુનિએ ક્રોધથી સર્વેને ભસ્મ કરી નાંખ્યા, તે સર્વે પ્રેત થયા. પછી સગરના પુત્ર અસમંજ થયા, તેમના પુત્ર અંશુમાન્ થયા, તેમના પુત્ર દિલીપ થયા, ને દિલીપના પુત્ર ભગીરથ થયા. ભગીરથે હજારો વર્ષ સુધી તપ કરીને ગંગાને સ્વર્ગમાંથી આણ્યાં, ને તેમના જલથી પેલા ૬૦,૦૦૦ પ્રપિતામહની ભસ્મને નવરાવી ત્યારે તેમની સદ્ગતિ થઇ. આ કારણથી ભાગીરથી (ભગીરથે આણેલી) રઘુકુલદેવતા મનાય છે. છંદ હરિગીત છે, પેહેલાં બે ચરણમાં બબે માત્રા ઓછી છે, પણ તાલ બરાબર છે માટે નિર્દોષ છે.

૧૦. ૧૫. આ વાક્ય આગળ સફળ થાય છે.

૧૦. ૨૩—૨૬. તારાં રસ્તે ચાલવાના શ્રમથી, થાકી ગયેલાં, લુલાં, રમણીય અંગને હું ખુબ દાબી દાબીને ચોંપતો, પ્રેમથી, તોપણ તે ચુંથાવાથી કરમાઇ ગયેલી પોયણી જેવાં ઢીલાં ને શિથીલ લાગતાં, તેનેજ તું મારી છાતિઉપર મુકીને થાકી જવાથી ઊંઘી જતી—એ તે કેમ વિસરાય? આ કવિતાથી આગળ બીજી પણ એવીજ આવે છે તે તમામમાં રામે અનુભવેલા વિલાસનું વર્ણન છે. પૂર્વના પ્રીતિસંસ્કાર મનમાં દૃઢ જડાઇ રહેલા તેનું ચિત્ર જોતાં ફરી સ્મરણ થાય છે.

૧૧. ૨. વિરાધ—એ નામનો રાક્ષસ હતો.

૧૧. ૧૦. વૈખાનસ—વાનપ્રસ્થ, વનવાસ કરી રેહેનાર (ઋષિ વગેરે.)

૧૧. ૧૨. ૧૩. જો કે એક મુઠી સામાથીજ એમને સંતોષ વળતો એવા

ત્યાગી હતા, તોપણ અતિથિપૂજન વગેરે આચરવાથી તે ગૃહસ્થ મનાતા.

૧૧. ૨૪. અહીંથી લક્ષ્મણે જે સહાય કરેલી તે કહી બતાવે છે. લક્ષ્મણ આપણી હરેક રીતે મરજી ઉઠાવી લેતો, તેથી આપણે તો નિરંતર પ્રીતિ વિહાર વિનોદનું સુખજ અનુભવ્યાં કરતાં.

૧૨. ૪—૧૦. એમાં રામ અને સીતાની રાત્રિએ સુવાની સ્થિતિનું વર્ણનછે. ગાલ ઉપર ગાલ મુકીને, ધીમેધીમે ધ્વનિ—વાતની હેલિ—રેલ ચલવીને, તે ક્રેવી રીતે કે ગમે તેમ કાંઇ પેહેલી છેલી વાતના ક્રમનું ઠેકાણું મળે નહિ એમ, મોઢેથી કાંઇ કાંઇ પણ નજરમાં આવે તેવું એકેક પ્રતિ બોલતાં ને ગેલ કરતાં, અશિથીલ આલિંગનથી—રમત ગમત કર્યાં જતાં. એમ કરતાં રાતનો એક પોહોર પણ ક્યારે વીત્યો એની આપણને ખબર પડતી નહિ પણ રાત્રિ પોતેજ જાણે લાંબા લાંબા પોહોર પોહોર સુધી ઉભી રહી રહીને થાકતી હોય, ક્યારે આમના વિહાર પતી રહે ને હું જાઉ એમ રોકાઇ રેહેતી હોય, તેમ કંટાળીને જતી રહેતી—પુરી થઇ જતી. માણસના હૃદયના ઊંડા અભ્યાસનું ઉદાહરણ આથી વધારે ઊંચું ન હોઇ શકે. નહિ પૂર્વાપર વ. તથા રમત ગમત વ.—એ બે વિચાર કવિની પૂરી પ્રેમાવગાહન ચાતુરી બતાવે છે. એ બે વાક્યથી રામસીતાનું પ્રેમમાં એટલું ગરક થઇ જવું, તથા પ્રેમ સિવાય અન્ય રસનું તે વેળે ભાનજ નહિ એવું અંગેઅંગ તેમાં ડુબવું સૂચવે છે.

૧૨. ૧૩. રામના વિયોગનો ત્રાસ સીતાના મનમાં એવો સજ્જડ બેશી ગયોછે કે ચિત્ર જોતાં પણ ચમકે છે. આજ તેની પ્રેમાળ કોમલતા સૂચવે છે.

૧૨. ૨૦. અંતે વ.—સીતાનો વિયોગ, તેપરથી રાવણ સાથે યુદ્ધ વગેરે જે થયું તે વીતિ ગયું, તોય આજ સાલે છે.

૧૨. ૨૩. વિકલ—સર્વ ઇન્દ્રિયોને શિથીલ કરી નાખે તેવું, ગાત્ર ગળાવતું, અને કરૂણા—દયા—ભર્યું—દયા ઉપજાવતું.

૧૨. ૨૪. દૃશદ—પત્થર. રાવણે મરીચીને સોનાનો મૃગ કરી નસાડ્યો અને સીતાએ તેના ઉપર મોહ પામી રામને તેની પાછળ મોકલ્યા, તથા, છેવટ સીતાના રક્ષણ માટે મુકેલા લક્ષ્મણને પણ રામની સહાયે જવું પડ્યું, અને રાવણ આવીને સીતાને લેઇ ગયો. એ કથા પ્ર-

સિદ્ધ છે. સીતાના વિયોગથી રામે એટલો શોક કર્યો કે જેથી પથરા પણ રડવા લાગ્યા ને વજ્રનાં હૈયાં પણ ઓગળવા લાગ્યાં.

**૧૩. ૨—૫.** બાષ્પૌઘ=બાષ્પ (આંસુ) નો ઓઘ (ઢગલો); આંસુની ધાર. રામચંદ્રને સીતાનો વિયોગ તાદૃશ જેવોજ યાદ આવ્યો તેથી રોવા લાગ્યા. રામનાં આંસુ એટલાં ઉપરાઉપરી પડ્યાં જાય છે કે જાણે મોતીની લટ તુટી હોય ને તેનાં મોતી એક પછી એક પડ્યાં જતાં હોય. નાસા=નાક. અધર=હોઠ. પેહેલાંનો વિયોગ અને તેથી થયેલું દુઃખ, તથા સીતાને વીતેલી પીડા યાદ આવવાથી રામ શોકાતુર થાય છે, શોક હૃદયમાં દાબ્યો રેહેતો નથી તેથી અશ્રુ રૂપે બહાર વહી જાય છે. આ જોઇને લક્ષ્મણ આશ્ચર્ય પામી પુછે છે.

**૧૩. ૭.** તે કાલ—જ્યારે સીતાનો વિયોગ ખરેખર થયો હતો ત્યારે. હૃદયમર્મવિષે=હૃદયના ઊંડામાં ઊંડા ભાગમાં. વ્રણ=ગુમડું, ચાંદી. હૃદયના અતિ ઊંડા અને તેથીજ ઘણા આળા ભાગમાં પડેલું વ્રણ જેમ બળ્યાં કરે ને ઉપાયસાધ્ય થાય નહિ તેમ આ વિયોગ ફરી ફરી ચચર્યાં કરે છે.

**૧૩. ૧૨.** સીતા પણ ચિત્રથી ઉત્પન્ન થયેલી સ્મૃતિમાં એવાં ગરક થઇ ગયાં છે કે રામનો વિલાપ અને વિયોગ સાંભળી, જાણે રામ પાસે ન હોય એમ ભાન ભુલી ગયાં; ને દુઃખમાત્રજ સ્મૃતિમાં રમી રેહેવા લાગ્યું.

**૧૩. ૧૫.** રાવણ સીતાને હરિને જતો હતો તેને જટાયુએ રોક્યો ને યુદ્ધ કર્યું, તથા રાવણે તેને ઘાયલ કરી નાંખ્યો ત્યારે પણ તે રામને ખબર કેહેવા સુધી જીવ ધારણ કરી રહ્યો એવું દશરથરાજાની મૈત્રીને લીધે કરેલું પરાક્રમ પ્રસિદ્ધ છે.

**૧૪. ૨—૫.** સીતા કેહે છે કે પમ્પા સરોવર આગળ રામ બહુ રોયા હતા. ત્યારે રામ કેહે છે કે એ સરોવર બહુ રમણીય છે; કારણ કે ત્યાં મદકલ (મદથી કલ—મધુર સ્વર કરતાં) મલ્લિકાક્ષ (ભુરા પગ અને ચાંચવાળાં ધોળાં પક્ષી વિશેષ) ધોળાં કમળના ઉપર બેસીને પાંખો ફફડાવતાં તેથી કમલો ઝુકી રહેતાં; ને એ ભૂમિના ભાગ, મારી આંખમાં આંસુ ખરી જઇને ફરી ભરાય—તેવા તેવા વખતમાં, ભૂરાં કમળથી છવાયલા, મને દેખાતા. ધોળાં કમળવાળા છતાં પણ ભૂરાં કમળથી છવાયલા જણાતા એમ કેહેવાથી રામની આંખમાં આંસુનો

પ્રવાહ જરા પણ ખંડિત નહિ થતો એમ સૂચવેલું છે, વળી આંસુ ખરી જઇને ફરી આવે તેવા તેવા વખતમાંજ એ પ્રદેશ દેખાતા, બાકી આંસુ ચાલે ત્યારે તો એટલાં વેહે કે કાંઇ દેખાયજ નહિ, તેમ એક ટીપું જાય ને બીજું આવે તે વચ્ચે જે વખત જાય તેમાં પણ આંખ કેવળ ખાલી ન રહેતી, નહિ તો ધોળાં કમળ તે વેળે તે ભૂરાં જણાવાને બદલે ધોળાંજ જણાય; એ વગેરે કહીને પણ રામની આંખમાંથી અત્યંત શોકને લીધે ઝરતો અખંડ અશ્રુપાત સૂચવ્યો છે. ધોળાં કમળવાળા પ્રદેશ, ઝળઝળીયાં ભરેલી આંખોથી, ભૂરા પગવાળાં ધોળાં પક્ષી તે કમલ ઉપર બેઠેલાં હોવાને લીધે, ભૂરાં કમલથી છવાયલા લાગે એ સાધારણ છે.

૧૪. ૧૦—૧૧. દિષ્ટ્યા=પ્રભુકૃપાએ; એ શબ્દ આશિર્વાચક છે; અણચિંતવેલું કોઇ કાર્ય થાય ત્યારે જેમ આપણે ઇશ્વરકૃપાએ થયું એમ કહીએ છીએ તેવો એ બોલ છે. અંજના (હનુમાન્‌ની મા) ના આનંદને વધારનાર=હનુમાન્. વીર્ય=પરાક્રમ. કૃતી=કૃતાર્થ, રામસીતાના સંયોગથી કરીને કૃતાર્થ.

૧૪. ૧૨. તાંડવ—એક પ્રકારનું નૃત્ય; એ નૃત્ય શિવને બહુ પ્રિય ગણાય છે.

૧૪. ૧૯—૨૨. શૈલાર્જુન વ.—તે આ શૈલ (પર્વત) અર્જુન જાતનાં ફુલથી ગન્ધવાન્—સુગન્ધીવાળો—માલ્યવાન્ નામનો. લક્ષ્મણ સીતાને એ પર્વત ઓળખાવે છે, તેથી પોતાની સ્થિતિ જે સીતાએ વર્ણવી તેનું તેમજ તે સ્થલના અનેક બીજા પ્રસંગોનું સ્મરણ થઇ રામનું હૈયું ભરાઇ જાય છે; ને એથીજ ફરી લક્ષ્મણને કેહે છે કે હવે એટલેથીજ ચિત્ર જોવાનું બંધ કર; કેમકે જાનકીનો—સીતાનો વિયોગ મારા ઉપર ફરીથી આવ્યો; જે વિયોગ પેહેલાં થયો હતો ને તેથી જે દુઃખ થયું હતું તેનું તેજ દુઃખ મને હાલ થવા માંડ્યું. રામના કોમલ અને પ્રેમાલ અંતઃકરણની આ પણ નિશાની છે.

૧૫. ૨૩—૨૫. શ્રમથી—ચિત્ર જોયાના તથા વિવિધ પ્રકારની શોક ચિંતાના શ્રમથી. ઇન્દુમણિસ્રજ=ઇન્દુ (ચન્દ્ર) મણિની માલા. એ મણિની પ્રકૃતિ એવી છે કે ચન્દ્રના કિરણના સ્પર્શથી કરીને તેમાંથી પાણી ગળ્યાં જાય છે.

૧૬. ૨—૫. તારા અંગના એક એક સ્પર્શથી કરીને મારી બધી ઇન્દ્રિયો જડ—ભાનવિનાની—પોતાનું કાર્ય કરવાને અસમર્થ—થાયછે, અને

મારા હૃદયમાં કોઇ એવો—ન સમજી શકાય એવો—વિકાર પસરી રહે છે, કે તે વિકારને લીધે મારૂં ચેતન—ચેતન્ય—આત્મા—ભમી જાય છે-બેભાન થઇ જાય છે, અને તેને તેજ વેળે પાછું પ્રફુલ્લ-આનંદમાંજ ગરક-થઇ રહે છે, તારી પ્રીતિના રસનુંજ ભાન થયાં જાય છે, તેથી મારાથી સમજાતું નથી કે હું ઊંઘું છું તેથી મારૂં ચેતન બેભાન થાય છે અથવા જાગું છું તેથી આનંદમાં લેહેરાય છે, અથવા સુખમાં પડ્યાથી આનંદે છે, કે દુઃખમાં ડુબ્યાથી ભાન ભુલે છે, અથવા એવી વિપરીત અવસ્થાઓ થયાં જાય છે ત્યારે શું હું કોઇ જાતના નશામાં છું કે એવું થાય છે, અથવા શું મને વિષ ચઢી ગયું છે કે હું આસ્તે આસ્તે જયમ વિષ વિશેષ વ્યાપતું જાય તેમ તેમ ભાન ભુલતો ભુલતો છેકજ ભુલી બેભાન થઇ જેમ વિષમાં ફક્ત ઘમઘોર ઝણઝણાટ રહે છે તેમ પ્રેમાનંદમાંજ લીન બની જાઊં છું ? આવી પ્રેમવૃત્તિને ઘટતોજ સીતાનો જવાબ પણ છે.

૧૬. ૧૧. રસાયણથી કરીને જેમ શરીરના સર્વ રોગની નિવૃત્તિ થાય છે તેમ આ વચનરૂપી રસાયણથી પ્રેમવૃત્તિથી ઉલટા તમામ ચિત્તવિકાર નિવૃત્તિ પામે છે, પ્રેમ માત્રજ તેમાં છવાઇ રહે છે. અંતઃકરણ પ્રેમમય થવું એજ તેની નીરોગી અવસ્થા છે.

૧૬. ૧૯. ૨૦. વ્રત—એકપત્નીવ્રત. ઉપધાન—તકીયો, ઉશીકું.

૧૬. ૨૮. એનું સીતાનું શું શું વહાલું નથી? બધું છે. ઘરની એ લક્ષ્મી છે, આંખનું અમૃતાંજન છે, શરીરને એનો સ્પર્શ ચંદન છે, કંઠને એનો બાહુ મોતીની માલા જેવો છે, એમ એનાં સૌભાગ્ય, દર્શન, સ્પર્શ, બાહુ સર્વ વહાલું છે; વહાલો નથી માત્ર એનો વિયોગ. જો તે અસહ—ન ખમાય એવો કઠણ ન નિપજતો હોત તો એના સંબંધની સર્વે જણશ વહાલી છે એમ ગણાત, એટલી સીતા પ્રિય છે.

૧૭. ૨૬. આ ઠેકાણે સીતાની અશુભ વાત કેહેવા માટે દુર્મુખ પ્રવેશ કરે છે તે જોવા જેવું છે. રામ જે વેળે સીતાના પૂર્ણ પ્રેમમાંજ ગળી ગયા છે, તેજ વખતે દુર્મુખ આવીને એથી કેવલ અવળી વાત કેહે છે. તથાપિ પણ રામજેવા પ્રજાપાલનમાં તત્પર રાજાની દૃઢતા ડગતી નથી અને આટલો ગાઢ પ્રેમ પણ સીતાને વનવાસ મોકલવાનો વિચાર અટકાવી શકતો નથી!

૧૮. ૪. આમ, આમ, મતલબ કે સીતા રાક્ષસને ઘેર રહી ત્યાં એનું સતીવ્રત સચવાયું નથી.

૧૮. ૫. વાગ્વજ્ર=વાણીરૂપી વજ્ર.

૧૮. ૧૧. અદ્ભુત.—અગ્નિવડે શુદ્ધિ કરાવેલી એવા અદ્ભુત.

૧૮. ૧૩. મત્તશ્વાન.-હડકાયેલા કુતરાના ઝેરની પેઠે બધે (પરગૃહમાં રહ્યાનું દૂષણ) પસરી ગયું. એ વાત સર્વે ઠામ વ્યાપી ગઇ.

૧૮. ૨૦. દશરથરાજા રામને વનવાસ મોકલ્યા પછી થોડે દિવસે એના એજ દુઃખથી મરણ પામ્યા હતા એ કથા પ્રસિદ્ધ છે. મને અને પોતાના પ્રાણને બન્નેને તજીને પણ જે વ્રત પિતાએ પાળ્યું છે, તે મારે પાળવુંજ જોઇએ. મને અને પ્રાણને સાથેજ તજ્યા એમ કેહેવાથી રામ ઉપર દશરથની અતિશય પ્રીતિ જણાય છે.

૧૮. ૨૭. સ્વજન્માનુગ્રહ પવિત્રિત વસુન્ધરે—સ્વજન્મ (ના) અનુગ્રહ (થી) પવિત્ર (પવિત્ર કરી છે) વસુન્ધરા (પૃથ્વી) જેણે એવી. જાણે સીતાએ પૃથ્વીમાંથી જન્મ લીધો એજ તેના ઉપર ઉપકાર કર્યો હોય તેમ છે એવી સીતા પવિત્ર છે.

૧૯. ૫—૬. અપુણ્ય—અપવિત્ર; રાક્ષસને ઘેર રહ્યાના દૂષણનો અપવિત્ર અપવાદ. તારાવિના હું જીવી શકું તેમ નથી તેથી તું જીવે છે તોજ આ જગત્ ધણીઆળું છે, એમ આખા જગત્‌ને તું ધણીઆળું કરનારી છતાં પણ પોતે નહિ ધણીઆળી છે, હું—રામ—પ્રજાની મરજી મુજબ ચાલનાર છું તેથી તારૂં રક્ષણ કરી શકતો નથી, માટે તું ધણીવગરની આમ પીડાય છે.

૧૯. ૮. આમ, આમ, મતલબ કે સીતાને વનમાં મુકી આવો.

૨૦. ૮. તું આમ ઊંઘી ગયેલી છે, આટલી મને વહાલી છે, વળી ગર્ભથી દુઃખી છે, એવીને પણ તજવાને હું તૈયાર થયો છું એ મારૂં કર્મ અપૂર્વ—આગળ કોઇએ ન કરેલું એવું--ઘાતકી, નીચ, પાપી છે, માટેજ હું ચાંડાલ છું. હે મુગ્ધે—એમ કહીને સીતાની કેવલ પ્રેમમય વૃત્તિ, તથા રામ તેને તજી દેશે એવી લેશપણ શંકાનો અભાવ, અને વિષવૃક્ષને ચંદનવૃક્ષ જાણીને વળગી રહી છે એવું તેનું અણજાણપણું, સૂચવેલાં છે.

૨૧. ૨. ૫. રામ નીચ અને પાપી કેમ થઈ ગયા છે તેનું આ શ્લોકમાં વિશેષ કારણ છે. જે વિશ્વાસથી ઊંઘે છે તેને કપટથી તજવાથી વિશ્વાસઘાત, ગૃહિણી જે ગૃહની શોભા છે તેને તજવાથી અધર્મ અને સાહસ, કઠિન એટલે પરિપૂર્ણ થયેલો જેનો ગર્ભ સ્વપ્નના વિ-

કારથી મૂળ રહેલા છે ને તેથી જે બહુ મન્દ થઇ ગયેલી છે તેને વાઘ વરુ ઇત્યાદિક પ્રાણીને (વનવાસ કાઢવાથી) બલિ, ભોગ, આપવાથી રાક્ષસી વૃત્તિ, એવાં વિવિધ પાપ રામને માથે લાગવાથી આગળનો ૫૩ મો શ્લોક સાર્થક થયો.

**૨૧. ૧૫.** લવણ—એક રાક્ષસ હતો; તે ઋષિઓના યજ્ઞમાં ભંગાણ પાડતો.

**૨૧. ૨૦.** આ વાક્ય આગળ સફલ થાય છે.

**૨૨. ૧.** મારા આત્માનું ભાન,—આ વાક્યથી સીતાનો અગાધ પ્રેમ જણાય છે. રામની સમક્ષ પ્રેમવિના બીજા ભાવનું જો ભાન રહેશે તો બીજાશ, અર્થાત્ બીજું ભાન રેહેનારજ નથી.

---

## अंक २ जो.

**૨૩. ૨.** તપોધના—તપ એજ છે ધન જેનું તે તપોધન, તેનું સ્ત્રીલિંગ તપોધના.

**૨૩. ૪.** અર્ઘ્ય—પૂજાનિ સામગ્રિ, જલ, ચંદન ને પુષ્પ કોઇ પૂજ્યને ભેગાં કરી ચઢાવીએ છીએ તે.

**૨૩. ૯.** અશન—ભોજન, ખાવાનું.

**૨૩. ૧૦.** ફલ, મૂલ એ વગેરે જે જે કાંઇ તમારા તપ સારૂં યોગ્ય ભોજન હોય તે બધું પારકું છે એમ ગણી આપેતોજ લેવું એવી વાટ જોવી નહિ, બધું તમારૂંજ છે, યથેચ્છાએ તેનો ઉપભોગ કરવો.

**૨૩. ૧૫—૧૮.** આથી ઉલટો શ્લોક જુઓ માલતી માધવ પા. ૯. બધાં ને દેખાડી વગેરે.

**૨૩. ૨૬.** ઉદ્ગીથવેત્તા—ઉદ્ગીથ એવો સામવેદનો એક વિભાગ છે, તેને જાણનારા, અર્થાત્ તે ભણાવનારા.

**૨૪. ૩.** બ્રહ્મવાદી પ્રાચેતસ—વેદાન્તમાં વર્ણવેલા પરમાત્મા—બ્રહ્મ—નો ઉપદેશ કરનાર તે બ્રહ્મવાદી; પ્રચેતસ્ નામના પ્રજાપતિના પુત્ર તે પ્રાચેતસ—વાલ્મીકિ. બ્રહ્મપારાયણાર્થે—વેદ, વેદાન્તનો અભ્યાસ કરવા માટે.

**૨૪. ૨૧.** ચૂડાકરણ સંસ્કાર—ત્રિજે વર્ષે એ સંસ્કાર કરવાનો કહ્યો છે; ચૂડા એટલે શિખા, તે કરવાનો—રાખવાનો—સંસ્કાર. પોતાના

કુલના રિવાજ પ્રમાણે એક, ત્રણ, કે પાંચ લટ રાખીને બાકીનું માથું મુડી નાંએ છે. રઘુ કુલમાં પાંચ શિખા રાખવાનો રિવાજ હતો. જુઓ શ્લોક ૨ પાને ૭૬ મે.

૨૪. ૨૩. ગર્ભાધાન.—એ પણ ૧૬ સંસ્કારમાંનો એક છે. જ્યારે ગર્ભ ફરકે છે ત્યારે એ સંસ્કાર થાય છે, ત્યારથી માંડીને ૧૧ મે વર્ષે ઉપનયન (જનોઇ દેવાનો, મૌન્જીનો) સંસ્કાર કરવો એમ શાસ્ત્રનો નિયમ છે. આ બાલકો બ્રાહ્મણનાં નહતાં માટે ક્ષત્રિયને ઉચિત વિધિપૂર્વક ઉપનયન કર્યું. ઉપનયન થયા સિવાય ઋક્, યજુષ્, ને સામ એ ત્રણ વેદ ભણાવાય નહિ માટે પછીથી ભણાવ્યા છે.

૨૫. ૧૫—૧૬. હે નિષાદ! પારધી! તું કદાપિ પણ પ્રતિષ્ઠા—નિરાંત, સુખ—મા પામતો, પામીશ નહિ; કેમ કે આ ક્રૌંચ પક્ષીનું જોડું જે કામથી, રતિથી, મોહિત—ગાંડું થઇ રહેલું, પ્રેમમગ્ન થઇ રહેલું હતું તેમાંના એકને તેં અકારણ મારીને બીજાને વિયોગ પાડ્યો. આ શ્લોક રામાયણમાં પણ આવે છે; ને એના એજ શ્લોકનો અર્થ રાવણ તથા રામને પણ લગાડી શકાય છે. કેહેવાય છે કે આ શ્લોક એકદમ અકસ્માત્જ વાલ્મીકિના મોંમાંથી નીકળી ગયો તે પેહેલાં તેને કવિતા રચતાં આવડતી નહતી. એ શ્લોક બોલ્યા પછી કમલમાંથી ઉત્પન્ન થયેલા (પદ્મયોનિ) બ્રહ્મા વાલ્મીકિ પાસે પ્રકટ થયા વગેરે વૃત્તાન્ત જુઓ લીટી ૧૯—૨૬.

૨૫. ૨૨. જ્ઞાનના આર્ષ ચક્ષુની જ્યોતિ—ઋષિઓનું તે આર્ષ, જુનું. વાલ્મીકિ અંધ હતા માટે એવો આશિર્વાદ કહ્યો છે કે તમારા જ્ઞાનનાં વૃદ્ધ ચક્ષુની જ્યોતિ વ.

૨૫. ૨૪. ૨૫. શબ્દબ્રહ્મના પ્રથમજ વિવર્તરૂપ રામાયણ—વેદાન્તસાર નામના ગ્રંથમાં વિવર્તનું એવું લક્ષણ કહ્યું છે કે ॥ वस्तुनःस्वरूपापरित्यागेनस्वरूपांतरेणमिथ्याप्रतीतिः ॥ મૂલ વસ્તુ બ્રહ્મ તે પોતાનું રૂપ તજ્યાવિના ખોટી રીતે અન્યરૂપે ભાસે તેનું નામ વિવર્તભાવ; જેમ દોરડું પોતાનું રૂપ તજ્યાવિના ખોટીજ રીતે કોઇને સર્પ જેવું ભાસે, તેમ પરમાત્માને વિષે આ વિવર્તભાવવડે કરીને જગત્ની મિથ્યા પ્રતીતિ થાય છે, અહીંયાં શબ્દને બ્રહ્મ માન્યો છે, તો શબ્દબ્રહ્મ તે એકજ તેનામાં વિવર્તભાવે કરીને પુરાણ, ભાગવત, કાવ્ય વગેરે ભાસ માત્ર થાય; તેવા વિવર્ત ભાસમાં અદ્યાપિ લગી

રામાયણ એવો ભાસ થયેલો નહિ, તેથી શબ્દબ્રહ્મના પ્રથમજ વિવર્ત રૂપ રામાયણ એમ લખ્યું છે.

**૨૬. ૧.** રામાયણ જેવા પ્રેમમય દૃઢ વ્રતના ઇતિહાસથી સંસારને ખરેખર શોભા મળશે. વનદેવતા આ પ્રમાણે માત્ર અભિપ્રાયજ દર્શાવેછે, એ બોલવાને આત્રેયીનું જે બોલવું થાય છે તેની સાથે સંબંધ નથી.

**૨૭. ૧૪.** એવો પ્રશ્ન કરવાનું કારણ એટલુંજ કે અશ્વમેધ યજ્ઞ કરવા માટે પત્નીની જરૂર છે.

**૨૭. ૨૦—૨૧.** લોકમાત્રજ છે પ્રિય જેને એવા મહાત્માઓનાં ચિત્ત કળી શકાતાં નથી; તે વજ્રથી પણ વધારે કઠણ છે—સીતાને વનવાસ કાઢી એવાં દયાહીન છે; અને ફુલથી પણ વધારે કોમલ છે,—સીતાના વિયોગથી પીડાઇને તેની સુવર્ણમય મૂર્તિ બનાવી એવાં કરૂણા ભર્યાં છે.

**૨૭. ૨૨.** મેધ્યાશ્વ—અશ્વમેધ યજ્ઞમાં હોમવાનો ઘોડો.

**૨૭. ૨૫.** ચતુરંગ.—હસ્તિ, અશ્વ, રથ, અને પાલા એવાં ચાર અંગની સેના.

**૨૯. ૬—૭.** રામનો હાથ શૂદ્રમુનિને મારતાં અટકી જાય છે ત્યારે કહેછે કે તું શા માટે અટકે છે, દયાથી અટકતો હોય તો તે દયા તો તારામાં હોયજ નહિ, કેમકે પ્રાણપ્રિય સીતાને વનવાસ કાઢી શક્યો, ને તેપણ વળી ગર્ભના શ્રમથી ક્ષીણ થયેલી તે વેળે એવા નિર્દય રામનું તું અંગ છે.

**૨૯. ૧૪.** શ્રેય—કલ્યાણ, મોક્ષ.

**૨૯. ૨૧.** તેજસાબ્રહ્મલોકે—જે બ્રહ્મલોક આ મર્ત્યલોકની પેઠે પંચભૂતના બનેલા નથી પણ માત્ર તેજોમયજ છે, ત્યાં.

**૩૦. ૧૬.** રાવણનો દૂત ખરદૂષણ કરીને હતો તેને ત્રણ શિર, માથાં હતાં.

**૩૦. ૨૫.** પ્રોચ્ચંડ સત્વ સ્વને—સત્વ એટલે પ્રાણી, વ્યાઘ્રાદિક અરણ્યજન્તુના પ્રોચ્ચંડ, અતિ ઉગ્ર, સ્વન—શબ્દ-થી કરીને.

**૩૧. ૨.** પ્રતિસૂર્યક—પક્ષી વિશેષ છે. એ પક્ષી અજગરનો પરસેવો પિએ છે એમ કહીને અજગરોની સ્થૂલતા, એ પ્રદેશની ઉષ્ણતા, અને જલની દુર્લભતા સૂચવ્યાં છે.

**૩૧. ૧૦.** મધુગન્ધિ—વૃક્ષોના મધુની વાસથી સુગન્ધિમાન્ થઇ રહેલાં.

**૩૧. ૧૨—૧૩.** આ શ્લોક તથા આગળના શ્લોકથી રામ સીતાના અન્યોન્ય પ્રેમનું અગાધપણું સૂચવ્યુંછે. કાંઇપણ—બાહ્યોપચાર—ઉપકાર—ન

કરે તોયે માત્ર દૃષ્ટેદૃષ્ટ મળ્યાથીજ પ્રેમે બાંધેલાં જનો સુખ માને છે, ને તેથીજ સીતા, તમારી સાથે હું વનમાં આવીશ ને રહીશ, એટલું માનીનેજ રાજી થતી. જે જેના મનમાં વસે છે તે તેના મનમાં કાંઇ —હજારો પ્રેમ વિનોદ વિલાસ વિચારથી વીંટાયલું કાંઈક, કહી ન શકાય—પણ અનુભવથીજ સમજાય એવું છે.

૩૧. ૨૧. વાનીર—એક જાતની વેલ થાય છે.

૩૨. ૧—૨. શલ્લકી અથવા સલ્લકી એ વૃક્ષની જાતિ છે. એનો એ શ્લોક માલતીમાધવ પા. ૧૨૦ મે જુઓ.

૩૨. ૮—૧૧. તેજ વન મેં આજ ફરીથી દીઠું, જ્યાં પેહેલાં દીર્ઘકાલસુધી વસતાં અમે (રામ સીતા) સ્વધર્મ—પિતાની વનવાસ જાઓ એવી આજ્ઞા પાલવાનો ધર્મ—ઝાલીને, આરણ્યકવ્રતી, અરણ્યમાં વસનાર વાનપ્રસ્થનું વ્રત પાલતાં. તેમજ અન્યોન્યની સાથે સંસારના સાર-રૂપી રસ પ્રેમમાં મગ્ન થઈ ગૃહસ્થાશ્રમ પણ ચલાવતાં.

૩૨. ૧૪. કરૂણામય ઉલ્લાસ—અસલનાં સ્થલો જોવાથી ઉલ્લાસ, અને સીતા હાલ સમીપ ન હોવાથી કરૂણા—દયા—શોક.

૩૨. ૨૪. મિત્ર—જટાયુષ્—તેના વિયોગથી—તે હાલ ત્યાં ન હોવાથી.

૩૨. ૨૬. ગૃધ્રરાજ—ગૃધ્રનો રાજા—જટાયુષ્.

૩૩. ૨. શ્યામતરૂશ્રીભાસ—તરૂશ્રી-વૃક્ષની શોભા—લક્ષ્મી—તેનો શ્યામ ભાસ—શ્યામ પ્રતિબિંબ.

૩૩. ૧૧—૧૪. મારો શોક નવોજ હોય—હવણાંજ થયો હોય એવો વધીને મને પ્રમથી—બહુ મથી, નાંખે છે. તે શોક હૃદયમાં કેવો સંતાઇ રહ્યો હતો કે કાંઇ વિષવિકાર અંગમાં પેઠો હોય પણ જોર ન કરતો હોય તેવો, અથવા એક કાંટો વગર હાલવે લાગી રહ્યો હોય તેવો અથવા સર્વ રક્તાદિક ઢાંકી દેઇને હૃદયના છેક ઊંડા મર્મમાં એક વ્રણ—ચાંદી—ગંઠાઇ ગઇ હોય તેથી પીડા ન કરતી હોય તેવો. એ ગુપ્ત શોક, જેમ વિષનું જોર થવાથી વિષ ચઢીવળે છે, અથવા હલાવ્યાથી કાંટો ખટકે છે, અથવા ઘણું રક્તાદિક ભેગું થવાથી ગાંઠ ફુટે છે ને પીડા કરે છે, તેમ હાલ આ પૂર્વના પરિચિત પ્રદેશો જોવાથી ચઢી વાગ્યો છે ને દમે છે.

૩૩. ૨૭. તેની—સીતાની. તે દિન—વનવાસમાં રહ્યાં હતાં તે દિન.

૩૩. ૨૮. જે પંચવટી સંબંધીની વાત ઘરમાં—અયોધ્યામાં—વનમાંથી

પાછાં આવ્યા પછીથી અમે જ્યારે ત્યારે ફરી ફરી કરી કરીને વખત ગાળતાં, એટલા અમને એ પંચવટીના વિહાર યાદ આવ્યાં કરતા ને તેમના સ્મરણથીજ સુખ મળતું, એમ વનવાસના દુઃખને પ્રસંગે પણ જે પંચવટી અમને કેવળ સુખકર થઇ હતી તેને વ.

૩૪. ૨. કેમ જોઇ શકશે ?—નહિજ જોઇ શકે, કેમકે સીતા, જેને લીધે પંચવટી સુખકર નીવડેલી તે સાથે નથી, અર્થાત્ પંચવટીનું કેવલ દુઃખ કરવાપણુંજ હાલ તો રહેલું છે. અથવા જેમાં એટલું એટલું સુખ લીધેલું એવી પંચવટીને છોડી પણ કેમ જવાય? નજ જવાય.

૩૪. ૧૮. ઘન-ઘાડ-કુંજ—વૃક્ષઘટામાં ઘુઘુકાર ગુંજ કરતો ઘુવડના ટોળાનો પરિવાર વસે છે; વૃક્ષોની કુંજો એટલી ઘાડ કે દિવસે પણ રાત્રીનો આભાસ થવાથી તે ઘૂવડો ઘુઘુકાર કરવા માંડે છે ને તેથીજ, કીચક વૃક્ષના ગાળાને ગુચ્છ જેમાં કાગડા રહે છે તે કંપવા માંડે છે.

૩૪. ૨૭. ફણિધર—સાપ.

---

## અંક ૩ જો.

૩૬. ૮. પુટપાક—બે ઠ્ઠાડીયાની વચમાં કાંઇ ધાતુ વગેરે મુકી તેને કપડછાંણ કરી દેવતામાં ઊંડું ભારવામાં આવે છે, એવા સંપુટનું નામ, પુટ, ને તેમાં જેમ સીજાઇ, સીજાઇ ને ધાતુ રંધાતી જાય, પણ બહાર ખબર ન પડે, એ પાક. રામનો કરૂણારસ—વિરહવ્યાધિ—આ પુટ પાક જેવો છે. પુટને વિષે જેમ ઊંડો રહીને શાન્ત —બહારથી શાન્ત જણાય એમ—અંતરમાં ગૂઢ રીતે ધાતુ રંધાય છે તેમ રામનો કરૂણારસ પણ એમનું કાળજું અંતઃથી શેકયાં જાય છે.

૩૬. ૨૧. વીચી—મોજાં, કલ્લોલ.

૩૬. ૨૨. પદ્મકિંજલ્કગંધે—પદ્મ—કમલ—નાં કિંજલ્ક—કેશર-ની ગંધથી.

૩૬. ૨૩. મોહે મોહે—જ્યારે જ્યારે વિપ્રલંભનું દુઃખ ન વેઠાવાથી રામ મૂર્છાવશ થઇ જાય ત્યારે ત્યારે.

૩૭. ૧૩. સરયૂ—અયોધ્યા પાસે નદી છે.

૩૭. ૨૫. પ્રસવિતા—જન્મ આપનારા, મૂળ પુરૂષ.

૩૮. ૬. -હ્રદ—ધરો, (પાણીનો).

૩૮. ૮—૧૧. જેનું મુખ વિરહવ્યથાના દુઃખથી ફીકા અને દુબલા કપો-

લથી પણ સહજ રમણીયતાને લીધે દીપી રહેલું છે, જેના માથા ઉપરથી બરાબર સમાર્યાવિનાના છુટા કેશ ઝુલી રહ્યા છે, એવી વિપ્રલંભજન્ય કરૂણામય સ્થિતિમાં હોવાથી, શરીરી—થયેલી—શરીર ધારણ કરી ઉભેલી,—વિરહવ્યથા જેવી દીસતી, કરૂણારસનીજ મૂર્તિ જેવી, આ સીતા વનમાં આવે છે.

૩૮. ૨૨. ખંડ—કડકો, વિભાગ. એનાં અંગનો, એક ભાગ પણ અભંગ—વિરહવ્યથાથી પીડાયા વિના—આખો, ટટાર, નથી.

૩૯. ૧૦. શલ્લકીપત્રઘેલું—કરિશિશુ. સલ્લકીનાં પત્ર ખાવાને ઘણું આતુર જેને શલ્લકીપત્ર ઘણાં ભાવતાં એવું. દેવીએ—સીતાદેવીએ. રાણીને દેવી એવા માનભર્યા નામથી બોલાવવાનો અસલ રીવાજ હતો.

૩૯. ૧૬. પુત્રક—માની લીધેલો પુત્ર.

૪૦. ૧૮—૨૦. આ શ્લોકમાં **અનુસ્મૃતિ** અવસ્થાનું વર્ણન છે. **અભિલાષ** અને **ચિંતન** એ રામના વ્યાપી રહેલા પ્રેમમાં હોય નહિ માટે **અનુસ્મૃતિથી** કવિએ શુરૂ કર્યું છે. સર્વ પ્રકારના નાનાવિધ ભાવ આ આખા અંકમાં **ઉન્માદાવધિ** આવશે. દશાઓના વ્યાખ્યાન માટે જુઓ માલતીમાધવ પૃ. ૧૩. ટીકા ૧.

૪૧. ૪—૫. આ હૃદયમાં છુપાઇ રહેલો દુઃખાગ્નિ આજ આ પ્રિયા સાથે રહી પરિચિત થયેલાં સ્થલ જોવાથી ઘણો ઉગ્ર થઇ સળગી ઉઠનારો છે, તેનું પ્રથમ ચિન્હ એ થાય છે કે જેમ ધુંધવાઇ રહેલા અગ્નિમાંથી ભડકો થતા પેહેલાં ધૂણીના ગોટે ગોટા (રાશિ=ઢગલા) ઉડવા માંડે છે, તેમ આ દુઃખાગ્નિની ધૂણીરૂપ મોહ-મૂર્છા-મને વીંટી વળવા મંડ્યો છે.

૪૧. ૧૮—૧૯. ત્રિલોકના—સર્વ ભુવનના—પતિને તુંજ જીવાડ, બીજાથી એ જીવનાર નથી. ત્રણ લોકના નાથ છતાં પણ તારા કરસ્પર્શ ઉપરજ—તારા પ્રેમ ઉપરજ—એમનું જીવિત ટકી રહ્યું છે. એટલા માટે જે કર ઉપર આ જન--રામ—બંધાયલા છે—જે કર આધીન એમનું જીવિત છે—તેજ કરનો સ્પર્શ એમને ઘણો પ્રિય—સુખકર—જીવાડનાર છે. **तत्रैवानियतोभव:** એ પાઠ અનુચિત જણાયાથી **यत्रैषनिरतोजन:** એ પાઠનો અંગીકાર કર્યો છે.

૪૨. ૨—૫. હરિચંદન—હરિચંદન એ એક દેવતરૂનું નામ છે. ઇન્દુકરકંદલ—ઇન્દુ, ચન્દ્ર—ના કર—કિરણ—નું કંદલ—સમૂહ. પરિ-

તર્પણાર્થે—સંતોષવા માટે, ટાઢો પાડવાને. સંજીવનૌષધિરસે—સંજીવન કરનારી ઔષધિના રસથી.

૪૨. ૧. ૯. આ સ્પર્શ મને પહેલેથી પરિચિતછે, મેં એ સ્પર્શનું સુખ બહુ બહુ વાર અનુભવેલું છે, એજ મારૂં જીવન છે, એજ મારા મનને ગાંડું બનાવી દેનાર, પ્રેમનશો પાનાર છે, જેનાવડે કરીને વિરહ વ્યથાના સંતાપથી થયેલી મૂર્છા નિવૃત્ત થઇ, અને તેને બદલે આનંદ—પ્રેમ હર્ષ-થી થતી જડતા—બેભાન, મૂર્છા—મને ફરીથી થઇ.

૪૨. ૨૪. આ વૃત્તાન્ત—સીતાને વનવાસ કાઢવા રૂપી વૃત્તાન્ત.

૪૩. ૯—૧૦. આશા તજીને—ફરીથી હવે સંયોગ થનારજ નથી, રામ મને કદાપિ પાછી બોલાવનાર નથી એમ નિરાશ થઇને. તજવાથકી—કારણવિના તજવાથી રોષ ભર્યું. દીર્ઘકાલના કોઇવાર નહિ મટે એમ માનેલા વિયોગમાં એકાએક મળવું થયાથી આશ્ચર્ય અને હર્ષવડે જડ.

૪૫. ૨—૫. બિસકલિસમાબાલદંતાંકુરેથી—બિસ (મૃણાલ, કમલદંડ) ઉપરની કલિ જેવા દાંતના નાના અંકુરોથી. બાલઅંકુર એમ કહીને દંતાંકુરની મૃદુતા, સ્નિગ્ધતાદિ સૂચવ્યાં છે. તેં કાને આભૂષણ માટે લવલીપત્રો લટકાવેલાં તેને એણે ખાવાસારૂં તાણી લીધાં; એવો તે દિવસે (આપણે વનમાં રેહેતાં ત્યારે) બાલક અને કાચી સમજનો લાડકો હતો, તે આજ મોટા મદોન્મત્ત હાથીને પણ જીતનારો થઇને, યુવાવસ્થાને ઉચિત જે પ્રિયાના સમાગમનું અવર્ણ્ય સુખ તે તારો પુત્ર ભોગવે છે.

૪૫. ૧૧—૧૫. આ શ્લોકની મતલબ નકારયુક્ત રૂપમાં, ટંપકા તરીકે માલતી માધવ અંક ૯, પાને ૧૩૧ મે જુઓ.

૪૫. ૨૫. કાકશિખંડ—બાબરી. મુખ પુંડરીક—મુખરૂપી ધવલ કમલ.

૪૫. ૨૬. પ્રસાદ—કૃપા.

૪૬. ૫. છોકરાં થવાં એ સ્નેહની છેલી સીમા છે. પરા—મોટી, છેલી, દૂરની—કાષ્ઠા—સીમા, હદ.

૪૬. ૮—૯. બન્ને, સ્રીપુરૂષ અન્યોન્ય સાથે અસાધારણ સ્નેહ રાખે તેથી કરીને અંતઃકરણના તત્વની—અંતઃકરણના ઊંડામાં ઊંડા મર્મની, છોકરાં રૂપી આનંદની એકજ ગાંઠ કદાપિ ન છુટે એવી બંધાય છે. અર્થાત્ દંપતીના અન્યોન્ય પ્રેમનું મધ્યબિન્દુ અપત્યજ છે, તે થવાથીજ બન્નેનો પ્રેમ સફલ થઇ વિશેષ દૃઢ અને આનંદકારક થાયછે.

૪૬. ૧૪—૧૫. તે આ—પેહેલાં અમે જોયેલા, ઉછેરેલા. મદતાણ્ડવ વ.—મદથી—હર્ષથી કરેલા નૃત્યરૂપી ઉત્સવ પુરો થતાં, ગજાવે, એટલે શબ્દ કરીને પોતે તથા પોતાની પ્રિયા બન્ને ગજવી મુકે.

૪૬. ૨૦. સ્મરણતુજ— તારૂં સ્મરણ, તારા નૃત્યનું સ્મરણ, મારા ચિત્તમાં ઘોળાય છે.

૪૬. ૨૧. તે સમય—અમારી પાસે તારા નૃત્યનો સમય.

૪૬. ૨૩. નયનમંડલ—આખી આંખ. સીતાની આખીએ આંખ જ્યાં જ્યાં તું નાચતો નાચતો જાય ત્યાં ત્યાં ફરે, ને હર્ષથી મલકાતી જાય, તેમજ તને ઉત્તેજન આપતાં અથવા મને તારા તરફ જોવાનો અણસારો કરતાં હર્ષથી ઘોળાવા માંડે.

૪૭. ૨. વત્સલ—પ્રેમાલ, મારા પ્રેમમય મનથી મારા પુત્રસમાન તું ને તારૂં નૃત્ય બન્ને વિસરતાં નથી.

૪૮. ૨—૫. જ્યારે જ્યારે તને ઇચ્છા થતી ત્યારે ત્યારે તું નિત્યે રામને નિહાળી શકતી, તોપણ પ્રત્યેકવાર તને એમનાં શ્યામ કમલના પત્ર જેવાં ચીકણા અંગોમાં નવી નવી ખુબી જણાયાં જતી; તેના તેજ રામ આજે અંગે વિકલ—ગતિહીન, દીન—વિરહવ્યથાથી ફીકા ને દુબળા થઇ ગયા છે, અને જો કે એમનું શરીર એટલું બદલાઇ ગયું છે કે એ એના એ હોય કે નહિ તેની ખાત્રી સહજ થઇ આવતી નથી, તો પણ નજરને રીઝવે છે એવા રમણીય છે. તું નિત્ય જોતી તથાપિ પણ ખુબી જણાયાં જતી એવો તારો પ્રેમ હતો, ત્યારે તું આજ આવી દુઃખી દશામાં આવી પડેલા રામ તરફ કેમ જોતી નથી? અથવા, જેને તું નિરંતર જોતી તોપણ તને ખુબીઓ જડયાંજ જતી, તેને આજ આવી દુર્દશામાં જોઇશ તો તારા મનને કેવા કેવાએ વિકાર થશે, તને રામનામાં બહુ જોવાનું મળશે, એમ છે ત્યારે કેમ જોતી નથી?

૪૮. ૧૫—૧૮. પૂર વ.—અશ્રુની ધાર એટલી પડે છે કે જાણે પૂર વેહેવા લાગ્યું. હર્ષશોકે—પ્રિયને નિહાળ્યાના આનંદનો હર્ષ અને એમની પીડિત દશા જોયાનો શોક, તેથી. દર્શનની અત્યંત ઉત્કંઠાથી નયન લાંબાં થયેલાં એટલે કાળી કીકી દબાઈ ગયેલી તેથી કેવલ ધોલી એવું વિશેષણ છે. દુગ્ધકુલ્યાશી—દુગ્ધ—દુધ—ની કુલ્યા—નદી—ના જેવી. પ્રિયપતિને તારી દૃષ્ટી નવરાવે છે એમ કહીને સીતાની

રામને માટે અત્યંત ઉત્કંઠા અને તેમના દુઃખથી દુઃખ સૂચવ્યાંછે. એવીજ મતલબનો શ્લોક જુઓ માલતી માધવ અંક ૩, પાને ૫૩ મે શ્લોક ૧૬.

૪૮. ૨૧. વિકચકમલા વ.—ખીલેલા પ્રફુલ્લ કમલના પરાગની સુગંધીથી. વનાનિલ—વનના (કુસુમાદિકની સુવાસથી પૂર્ણ) અનિલ—વાયુ.

૪૯. ૨—૫. દૃષદ—પથ્થર. પ્રથમ બે પંક્તિમાં યથાસંખ્યાલંકાર છે. મૈથિલી=મિથિલાના રાજાની પુત્રી, સીતા.

૪૯. ૯. સૌમિત્રી—સુમિત્રાના પુત્ર સૌમિત્રી—લક્ષ્મણ.

૪૯. ૨૦. તેનેજ—પછી વાસન્તી એમ કેહેવા ઇચ્છતી હતી કે તેનેજ તમે તજી દીધી; પણ તેમ વાક્ય પુરૂ ન કરતાં એમ બોલી ગઇ કે, શાન્ત, અહિંથા ચુપજ રહું, વધારે બોલવાની શી જરૂર છે? રામ, જે કેહેવાનું છે તે સમજીજ ગયા છે.

૫૦. ૨. જે કાંઇ કારણ હોય તે એજ જાણતા હશે, હું તો જાણતો નથી, એમણે પોતાના અવિચારથી કાંઇ કારણ ઉભું કર્યું હશે, એ ઠપકો.

૫૦. ૪—૫. લોકોમાં અપયશ ન કેહેવાય માટે સીતાને કાઢી મુકી એવી રામની મતલબ સમજીને વાસન્તી કહે છે કે હે નિર્દય! જો તને યશ વહાલો હોય, તો સીતાને વનવાસ કાઢી—પોતાની જીવરૂપ અર્ધાંગનાને અકારણ દુઃખી કરી—એથી બીજો ઘોર અપયશ કેવો હોય?

૫૦. ૭. સીતા વનમાં મરણ પામી હશે એ મારાથી તો બોલી શકાતું કે વિચારી પણ શકાતું નથી, પણ તમે કઠોર, નિર્દય, છો તેથી કહી શકશો, માટે કહો.

૫૦. ૧૩—૧૬. પ્રથમ બે પંક્તિ, "તેની" એના વિશેષણ રૂપ છે. ને ત્રીજી લીટી "વેલ" નું વિશેષણ છે. ત્રસ્તબાલ વ.—ભયથી ભડકી રહેલા નાના મૃગલા જેવી.

૫૧. ૨—૫. જગતની યથાધર્મ પ્રતિપાલના કરવાની ચિન્તા તો રામને છેજ, ને તેમાં વળી કુસુમને—ફુલને—જેમ ધમકતો તાપ સુકવી—કરમાવી નાંખે છે, તેમ સીતાના વિયોગના શોકરૂપી અગ્નિની ઝાળથી જીવ પણ કરમાયાં જાય છે; એટલા એટલા દુઃખનું નિવારણ કદાપિ વિલાપ કર્યેથી થાત, પણ પોતે હાથેજ તજીને સીતાને વનવાસ મોકલી છે એટલે વિલાપ પણ શરમના માર્યા કરી શકાતા નથી; ને અંતરની આગને ઊંડી ઊંડી દાબી રાખી અંદરથી મુઝાઇ

મુઝાઈને બળવું પડે છે. આવી તરહની અંદરની ગુપ્ત આધિથી તેમજ બહારની વ્યધિઓથી પીડાઇ રહેલું રામનું શરીર પડત, પણ માત્ર રડવાથીજ એમનું હૃદય હલકું થાય છે, ને એમના જીવવા-રૂપી લાભ નીપજે છે.

૫૧. ૮—૧૧. જુઓ માલતી માધવ અંક ૯, શ્લોક ૧૨ અને તેના ઉપ-રની ટીકા.

૫૧. ૧૩. પૌરમહાજનો—પુરનું—નગરનું—તે પૌર, પુરમાં રેહેનાર—પૌર—મહા—મોટા—જનો. રામ પોતાની પ્રજાને મોટા જનો એવું એટલા માટે કહે છે કે તેમની નારાજી થવાથી પોતે સીતાને વનવાસ આપ્યો એટલો પોતે તેમને તાબે છે.

૫૧. ૧૮. સીતાને પાછી ઘેર લાવવા દેવા રૂપી સામું જુઓ, સીતાને લાવવા દેવાની દયા કરો.

૫૨. ૨—૩. સીતા કેહે છે કે આર્યપુત્રનાં વચનોથી મને મોહ થાય છે, ત્યારે એ વચનો પ્રેમ ભર્યાં મિઠાં છે એમ સીતા સમજી હશે એવું ધારીને તમસા કેહે છે કે સ્નેહરસવડે શીતલ અને શોકથી દારૂણ આ વાણી પ્રેમ માત્રથીજ ભરેલી છે એમ નથી, પણ એ તો વિ-ષથી મિશ્ર મધુની ધારા જેવી પ્રેમશોકની ધારા તારા ઉપર પડે છે, અર્થાત્ એ વચનોથી તને પ્રેમમાત્રનો હર્ષજ થતો હશે એમ નહિ, પણ રામનો આટલો બધો શોક જોઈને તારા દુઃખનો પણ પાર નહિ રેહેતો હોય. એ પ્રમાણે આર્યપુત્રને વગેરે જે ઉત્તર રૂપ વાક્ય સીતા પછીથી બોલે છે તેનો આડો સંબંધ આ શ્લોક સાથે પણ છે.

૫૨. ૬—૮. અંતરમાં અંગારનો—અગ્નિના બળતા અંગારાનો—શલ્ય—કાંટો—ફકત વાગ્યોજ ન હોય, પણ જડાઇ રહ્યો હોય, અર્થાત્ નિરંતર બાળી બાળીને પીડા કર્યા કરતો હોય, અથવા વિષયુક્ત દંશ થાય—તે વિષને લીધે હમેશા કોહ્યાં જાય ને પીડા કર્યા જાય; એવી જાતનો ઊંડું અને કારી દુઃખ દેનાર શોકશંકુ—શોકનો કાંટો—તીણો હોવાથી હૃદયના છેક ઊંડામાં ઊંડા મર્મમાં કળી જનારો કાંટો—પણ મેં શું વેઠ્યો નથી? વેઠ્યો છે. વાસન્તિએ રામને ધીરજ ધરવાનું કહ્યું ત્યારે "દેવી શૂન્ય થયું" વગેરે કહીને રામે પોતાનું છેક નિર્દયતા જેવું ધૈર્ય ને કઠોરપણું બતાવ્યાં છે, તેના ઉમેરામાં કેહે છે કે આવો પ્રજાળી મુકતો કાંટો પણ મેં મુગે મોઢે

વેઠ્યાં કર્યાં છે એ શું મારૂં અત્યંત સહનશીલપણું અને ધીરજ નથી બતાવતું? બતાવેછેજ. આ ઉપરથી સીતા જે, રામ કેવું કેવું દુઃખ ભોગવતા હતા તે પુરૂ જાણતી ન હતી, તે પણ હાલ સાંભળીને પોતાની જાતના ધિક્કાર પૂર્વક બોલે છે.

**૫૨. ૧૪.** આવેગ—પીડા, અનહદ દુઃખ, ઉન્માદ.

**૫૨. ૧૬—૧૯.** કોઇએક અવર્ણ્ય વિકાર મારા આખા હૃદયમા પ્રસરી રહીને એટલો પ્રબલ થઇ જામી જાય છે કે મને બીજા કોઇ વિચારનું ભાન રેહેતું નથી—બીજા સર્વ વિચારને હાંકી કાઢી પોતેજ વ્યાપી રેહે છે. મારાં ક્ષુભિત—ઉશ્કેરાઇ રહેલાં—પ્રિયાની સાથેના પ્રેમવિહારનું સ્મરણ કરાવતી વસ્તુઓ જોવાથી વ્યાકુલ થઇ રહેલાં—કરણ—અંગ, ઇન્દ્રિય, તેનો, લોલોલ્લોલ (લોલથી પણ વિશેષ લોલ ઉલ્લોલ—લોલોલ્લોલ=અતિશય વધી ગયેલો, બેહદ ચઢી વાગેલો) ઉદ્વેગ થોભાવવા માટે જે જે યત્ન કરૂં છું તેને પણ કહેલો વિકાર ટકવા દેતો નથી; અને જેમ જળનો ઉન્મત્ત થઇ ઉછળી વેહેતો પ્રવાહ, તેને અટકાવવા સારૂં બાંધેલા રેતીના પુલને સહજમાં ભેદી નાંખીને વહ્યો જાય છે તેમ મારો વિકાર આ ઉદ્વેગને મટવાના પ્રયત્નને જામવા દેતો નથી અને પોતેજ ઉત્તરોત્તર વધ્યાં જાય છે. અહીંથી રામની ઉન્માદાવસ્થાનો આરંભ થાય છે,

**૫૩. ૩—૬.** તે—પેહેલાં જ્યાં આવા પ્રકારના વિવિધ વિનોદ થયેલા તે—લતામંડપ—આ. આજ લતાગૃહમાં તમે બેઠા હતા અને, સીતા ગોદાવરીના સૈકત (રેતી ભરેલો કિનારો, ભાઠું) ઉપર હંસનાં ટોળાં આમ તેમ દોડતાં ફરતાં હતાં તેમને નિહાળીને પોતાના મુગ્ધભાવથી વિનોદ કરવે ચઢી ગઇ, તેથી એ ઠેકાણેથી એને આવતાં વાર લાગી તેથી તમે ઘણા આકુલ વ્યાકુલ થઇ ગયા અને હું પાસે હતી તેને તમારો મનોભાવ ન જણાવવાનો પ્રયત્ન કરવા ગયા તોપણ તમે આતુરતાથી ઉત્સુક આંખે સીતાને આવવાને રસ્તે જોવા લાગ્યા તેથી હું સમજી ગઇ. વળી મને વિશેષ ખાત્રી એ થઇ કે, તમે એમ જોતા હતા એટલામાં સીતા પાછી આવી, ને તેણે આવતે આવતેજ તમારૂં મન શૂન્ય જેવું જોઇને—સમજીને, ઝંખાઇ જઇ—પોતાની ઘણી વાર રહ્યાની ભૂલ થઈ તેથી શરમાઇ જઇને, (એવો તમારો બન્નેનો અગાધ એકતંત્ર પ્રેમ કે અન્યોન્યનાં મન આંખે

થઇને વંચાઇ ગયા) પોતાના નાના રૂપાળા હાથ જોડી, રાતાં કમલની મીચાયલી કલી જેવી અંજલી (જોડેલા હાથને અંજલી કહે છે) તમારી ક્ષમા માગવા માટે કરી. આ પ્રમાણે તમે છુપાવા ધારેલી વાત મેં કળેલી તેજ લતાગૃહ આ. વાસંતી આવી ગુપ્ત વાત રામને સંભારી આપીને પોતાનો અતિશય પ્રેમભાવ સૂચવી રામને પ્રેમથી આશ્વાસના કરવા જાય છે.

૫૩. ૧૪—૧૭. એવીજ મતલબનો શ્લોક જુઓ માલતી માધવ પા. ૧૨૫ શ્લોક ૨૦ તે ઉપરની ટીકા પણ ત્યાંજ જુઓ.

૫૪. ૫—૮. બહારથી અને અંદરથી અતિ શ્રેષ્ટ રસવાળા અમૃતના લેપથી જે મારા શરીરની ધાતુને—શરીરના તત્વને—જાણે લીપી લેછે, તે આ સ્પર્શ કાંઇપણ કારણવિના મારામાં એકદમ ફરીથી જીવ મુકીને જે આનંદ ઉપજાવે છે તેનાથી, મારી મૂર્છામાં જે મોહ મને થતો હતો તે કરતાં જુદીજ તરહનો મોહ થાય છે.

૫૫. ૧—૨. હિમકરકશી—હિમ (ઝાકળ) તથા કરક (કરા, વર્ષાદના પાણી ભેગા બરફના જેવા કડકા પડે છે તે) ના જેવો શીતલ. લવલી અંકુર—લવલી નામની વેલ થાય છે તેના અંકુર જેવો મૃદુ.

૫૫. ૧૨—૧૩. ઉન્માદ મિશ્ર જડતા અવસ્થા છે.

૫૫. ૨૦. જેને અંગે સાધ્વસને લીધે સ્વેદ, હર્ષથી રોમાચ્ચ અને પ્રેમોલ્હાદથી કંપ થયેલાં છે, જેનાં અંગ રોમાંચિત થઇ ગયાં, સ્વેદિત થઇ ગયાં અને કંપવા લાગ્યાં.

૫૬. ૧૩. વિપ્રલંભ—વિયોગશૃંગાર, વિયોગાવસ્થાને પણ વિપ્રલંભ કહી છે; વળી વિપ્રલંભ એટલે છેતરવું તે—છેતરપંડી; સીતાના વિયોગથી દુઃખ થાય છે, ને સીતા આવી ન આવી એવા ભ્રમ થાય છે ને હું છેતરાઊં છું.

૫૬. ૧૮—૨૧. પૌલસ્ત્ય—પુલસ્ત્યનો પુત્ર પૌલસ્ત્ય—રાવણ. પિશાચમુખ પિશાચના જેવાં છે મુખ જેનાં એવા ખર (ગધેડા) જે રાવણના રથને જોડેલા હતા તે. કંકાલ=હાડપિંજર. ઘણા કાલથી આજ સુધી પડી રહેલાં માટે સૂકાં. જટાયુષ્ રાવણની સામો થયો ત્યારે તેની ખડ્ગથી પાંખો કાપી નાંખીને ક્રોધથી અને સત્યવ્રતથી બળતી હોય એમ તર્જિત થયેલી સીતાને, અરિ (શત્રુ)—રાવણ—લેઇને આકાશમાં ઉડ્યો; તે ઘણી વ્યાકુલ થઇ ચમક ચમક કરી રહેલી વિ-

જળી જેમાં સંકોચાઇ રહી હોય એવા શ્યામ અને વિકરાલ અંબુદ-વાદલા—જેવો દેખાતો હતો.

૫૭. ૩—૬. મુગ્ધાક્ષી—સીતા—નો તે-પેહેલાં દણ્ડકારણ્યમાંથી રાવણના હરી જવાને લીધે થયેલો—વિરહ હું ખમી શકતો હતો માટે પ્રલાપ (રડવું વગેરે) કરતો ન હતો. એ વિરહ ખમાવાનાં ત્રણ કારણો જણાવેલાં છે, રાવણને કેમ મારવો, સીતાની કેમ શોધ મેળવવી વગેરેની સામગ્રી અને ઉપાય તૈયાર કરવામાં અવિરત—કદાપિ પણ અટકે નહિ એવા—વિનોદથી એ વિરહ રસિક લાગતો હતો, પ્રિયજનની કોઇ પણ ચાકરી કરવાના પ્રસંગથી બહુ રસભર નિવડ્યો હતો; વળી લક્ષ્મણ, હનુમાન્, નલ, નીલ, સુગ્રીવઆદિ વીરનાં વિરહ મટાડવા માટે થતાં અતુલ પરાક્રમથી આખું જગત્ અદ્ભુતાશ્ચર્ય પામતું એવું જે વિરહના સંબંધે અમને કદાપિ ન થયેલું એવા પરાક્રમનું મહામાન મળતું; એ સર્વ ઉપરાંત વળી રિપુ—રાવણ—નો ઘાત—મૃત્યુ-થશે કે એ વિરહ મટશે એવી દૃઢ આશા ઉપર હૃદય ટક્યાં જતું; એ સર્વે કારણોથી એ વિરહ મને ઝાઝો લાગતો નહિ, પણ આ વિરહ જેમાં વિનોદ, ઉત્સાહ, આશા કે કાંઇ પણ નથી તે રડ્યા વગર હું શી રીતે ખમી શકું ? મારૂં અંતઃકરણ એ પ્રિયાના સંબંધની શી ક્રિયા કે વસ્તુ ઉપર નિર્ગમન કરી ટકી રહે? કંઇજ નહિ? રડી રડીને દુઃખ મટાડ્યા સિવાય રસ્તો છેજ નહિ.

૫૭. ૧૦-૧૩. કપીન્દ્ર—સુગ્રીવ-જેની મૈત્રીથીજ પેહેલાં સીતાને પાછી આણી શક્યા હતા તેની સહાય પણ હાલ સીતાને લાવવામાં ચાલે તેમ નથી; તેમજ જે વાનરોના સૈન્યે રાક્ષસોનો સંહાર કરેલો તે હરિ (વાનર) થી પણ કાંઇ ઉપજે તેમ નથી; ઋક્ષપતિ—જામ્બવાન્-જેણે લંકા જીતીને સીતાને પાછી આણવી એમ બુદ્ધિ સૂચવેલી તેની બુદ્ધિ પણ અહીં ચાલે તેમ નથી; વાયુના પુત્ર હનુમાન્ જે સમુદ્ર ઉલ્લંઘવાનું અસાધ્ય જેવું કાર્ય સાધી સીતાની ભાળ લાવ્યા હતા તેમની પણ જ્યાં ગતિ પોહોચી શકતી નથી; વિશ્વકર્માનો સુત—નલ—જેણે સમુદ્રઉપર સેતુ બાંધી વાનરસૈન્ય પાર ઉતાર્યું તે પણ હાલ તું જ્યાંછે ત્યાં સુધી રસ્તો રચવાને સમર્થ નથી; તેમ સૌમિત્રી-લક્ષ્મણ—ના—શર-બાણ—ને પણ જ્યાં સુધી પાત-પડવું—થઇ શકે તેમ

નથી. જ્યાં સુધી લક્ષ્મણ જેવા યોદ્ધાનાં અચુક બાણ જે વડે તને ખબર આપી હતી તે પણ હાલ જયાં તું છે ત્યાં પોહોચી શકતાં નથી;—એવા કીયા ઠામમાં હે પ્રિયે! તું વસી છે? મારા મિત્ર, ભાઇ, સહાયકારકો પણ આટલા આટલા પરાક્રમી છતાં મારે માટે જ્યાં કાંઇ કરી શકતા નથી.

૫૮. ૨. હવે આપનું રૂપ વ.—તમારો એક પત્નીવ્રતરૂપીનો ખરો પ્રેમ દ્દઢ સ્વભાવ તમે હવે—મારી સ્વર્ણમય મુર્તિ કરી પણ ફરી પરણવાનો તુચ્છ વિચાર તો મનમાં એ લાવ્યા નહિ એમ કરીને—પ્રકાશ્યો; તમને મારાઉપર કોઇ જાતનો રોષ નથી, મને તમે પેહેલાંના જેટલીજ વહાલી ગણો છો. મને તજી છે પણ તેથી મારે લાજવાનું કાંઇ રહ્યું નહિ.

૫૮. ૧૯—૨૦. પતિ-રામને-જોવાની અતિશય તૃષ્ણાથી વિસ્તાર પામી દીર્ઘ થયેલાં તારાં ચક્ષુ તે જાણે તારા નાથમાં રોપાઇજ ગયાં છે—ચોટીજ ગયાં છે; જે, હજુએ એ જનારા થયા, ને આપણે પણ જનારાં થયા તોયે—તું તારા હૃદયના હીરને કાપી નાંખે એવાં પાછાં તાણી લેવાનાં યત્ન કરે છે તથાપિ પણ ઉખડતાં નથી. એવી તારા નાથને જોવામાં ગરક થઇ ગયેલી તું "ચાલો" એમ કેહે છે, પણ શી રીતે આવનારી છે?

૫૮. ૨—૫. આ એકલો કરૂણારસજ—શોકજ—નિમિત્તના ભેદથી (જુદાં જુદાં કારણને લીધે, જેમ એકજ જલ, રાતી ધોળી સપાટી લીધે લાલ ધોળું જણાય, તેમાં નિમિત્ત સપાટી છે.) ભિન્ન ભિન્ન શૃંગાર, અદ્દભુત, વગેરે રસ હોય એમ લાગે છે, ને જુદા જુદા રસના વિવર્તરૂપે ભાસે છે; (વિવર્ત માટે જુઓ નોટ પાને ૨૫ મે લીટી ૨૫ મી ઉપરની) પણ એ અવિકૃત કરૂણારસજ વ્યાપી રહેલો છે. નિમિત્તના ભેદથી જુદા જુદા વિવર્ત કેવી રીતે ભાસે છે તેના ઉદાહરણમાં કેહે છે કે જેમ પાણીના આવર્ત (પાણીમાં વમળ થાય છે તે) બુદ્દબુદ (પરપોટા) તરંગ એવા વિકાર (ફેરફાર, રૂપાંતર, જેમ દુધનું દહી) ભાસે છે તથાપિ તે સર્વે છે તો પાણીનું પાણીજ તેમ. કેહેવાની મતલબ એવી છે કે રામને એટલો બધો શોક થઇ ગયો હતો કે આ આખા અંકમાં એમનું જે જે બોલવું થયું છે તે કદાપિ અન્ય રસરૂપે ભાસ્યું હશે પણ તે ભાસમાત્રજ, ખરેખરો તો એ

તમામ કરૂણારસજ છે. આવા વિચિત્ર વૃત્તાન્તને માટે તમસા કેહે છે કે અહો રચના! (વાહ શો આ વૃત્તાન્ત બન્યો!) કવિ, તમસા પાસે એમ બોલાવીને પોતાના નાટકની આ પ્રમાણે અન્યરસરૂપે ભાસતા કરૂણાનો જમાવ કરવાની રચનાની પણ આડે માર્ગે સ્તુતિ નિરૂપે છે.

૫૯. ૯-૧૨. અવનિ (રામનાં સાસુ, સીતાનાં માતા પૃથ્વી), અમરસિંધુ (ગંગા—રામના કુલનાં દેવી—સીતાનાં સાસુ), મારા જેવાં—તમસા નદી અને વાસન્તી વનદેવતા જેવાં, તથા તમારા કુલપતિ વાલ્મીકિ જે મૂલ અનુષ્ટુપ્ છંદના ઉત્પન્ન કર્તા છે તે (જુઓ અંક ૨ પા. ૨૫) તથા પોતાની સતી પત્ની અરુન્ધતી સહિત ગુરૂ વશિષ્ટ એ સર્વે તમને (તમસાપક્ષે સીતાને, વાસન્તીપક્ષે રામને) મંગલ પ્રાપ્ત થવા માટે, તમારા મંગલાર્થે, ભદ્ર—આશિષ્—વરસાવો—આપો.

---

## अंक ४ थो.

૬૦. ૨. અતિથિ-પરોણો.

૬૦. ૬. નીવારોદનમંડ—નીવાર નામના ભાતનું મંડ—દુધ અને દહીનું કાંઇ ભાત સાથે ખાવા જેવું બનાવે છે તે.

૬૦. ૯. કર્કન્ધૂફલ—બોર, કર્કન્ધૂના વૃક્ષનું ફલ.

૬૦. ૧૧. અનધ્યાય—ન ભણાય કે ભણાવાય એવો દિવસ. વશિષ્ટ જનક વગેરે આવેલા હતા તેથી ભણાવાનું બની શકે તેમ નહતું.

૬૦. ૨૫. શ્રુતિ=વેદવાક્ય.

૬૦. ૨૬. શ્રોત્રિય અભ્યાગત—(जन्मनाब्राह्मणोज्ञेयःसंस्कारैर्द्विजउच्यते । विद्ययायातिविप्रत्वंत्रिभिःश्रोत्रियउच्यते ॥ બ્રાહ્મણને પેટ જન્મ થવાથી બ્રાહ્મણ કેહેવાય, તેને સંસ્કાર મળે ત્યારે તે દ્વિજ કેહેવાય, વિદ્યાસંપન્ન થાય ત્યારે તે વિપ્ર કેહેવાય અને એ ત્રણે જેનામાં હોય તે શ્રોત્રિય કેહેવાય) સર્વ સંસ્કાર પામેલો વિદ્વાન્ બ્રાહ્મણ અભ્યાગત —અનાહૂત આવી ચઢેલો, પરોણો.

૬૦. ૨૭. ધર્મસૂત્રકાર—ધર્મસૂત્ર—ધર્મનાં વાક્ય, નિયમ (ટુંકામાં ઘણો અર્થ સમાવેલાં વાક્ય તે સૂત્ર)—ગૃહ્યસૂત્રાદિકના રચનાર.

૬૧. ૯. વાનપ્રસ્થાશ્રમ—પ્રતિગૃહસ્થે લેવાનો ત્રીજો આશ્રમ. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચાર આશ્રમ છે. જનક રાજાએ ગૃહસ્થાશ્રમ તજીને વાનપ્રસ્થ (વનવાસ) ગ્રહણ કરેલો છે.

૬૧. ૨૬—૨૭. જેમ વનસ્પતિ (ઓષધિ) અન્તરગ્નિ—અંતઃના, અંદરના, શરીરમાં ગુપ્ત રહેલા, ન દેખાતા, અગ્નિ—થી ગુપ્ત રીતે બળ્યાં જાય છે, તેમ સીતાના દુઃખનો શોક જે એમના હૃદયમાં નિરંતર લાગી—સળગી—રહેલો છે, તેની ગુપ્ત લાહે વડે એ તપ્યાં, બળ્યાં જાય છે.

૬૨. ૫—૮. પુત્રી—સીતા—નું જે આવું તીવ્ર, અને વસમું—દુસ્તર, ટળી ન શકે એવું—દુરિત—લોકાપવાદથી વનવાસ જવારૂપ અનિષ્ટ-થયું તે મારા હૈયાને નિરંતર શાર્યા કરે છે ને મને દમે છે; અને તે અનિષ્ટનો વિચાર થતાંજ મારા મનમાં થઇ આવેલા ક્રકચ—આડી-યાસરઓ મારો અવિચારી રામ અને તેની અમર્યાદ પ્રજાઉપરનો ક્રોધ શમતો નથી. શમતો નથી એટલુંજ નહિ પણ પીડા કરે છે. આડીયું જેમ પટુ—દૃઢ, બીજા કશાથી બશેડી ન શકાય એવું—થઇને ચોટી રહે તેમ આ ક્રોધ કોઇ ઉપાયથી કે વિચારથી ખસતો નથી, આડીયું જેમ ધારાની પેઠે અવિચ્છિન્ન વહ્યાં જાય ને વેહેરતાં અટકે નહિ તેમ આ ક્રોધ મારા હૃદયને નિરંતર વગર અટકયે કાપ્યાં જાય છે, આટલા આટલા વખતથી સીતા વનવાસ ગઇ ત્યારથી કાપતું આડીયું કદાપિ નરમ પડ્યું હશે પણ તેમ ન થતાં જાણે આ-જજ લાગ્યું હોય એવું નવું ને દુઃખકર્તા રેહે, તેવો મારો ક્રોધ પણ ત્યારથી અદ્યાપિ જરાએ નરમ થયો નથી ને હમણાંજ પેદા થયો હોય એમ સતેજ છે, એ સર્વ ઉપરાંત વળી હૃદયમાં ફરતું આડીયું જેમ હૃદયનાં મર્મને છેદી નાંખે તેમ આ ક્રોધ, ક્રોધના કારણ રામ ઉપર નીકળી ન શક્યાથી મારા હૃદયના મર્મનેજ રોજ છેદતો રહેછે.

૬૨. ૧૦. પરાક સાન્તપન—द्वादशाहोपवासेनपराकःपरिकीर्तितः ॥ બાર દિવસ સુધી ઉપવાસ કરવાનું તપ તે પરાક; गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिःकुशोदकम् । एकैकंप्रत्यहंपीत्वा अहोरात्रमभोजनम्॥ कृच्छ्रःसान्तपनोनामसर्वपापप्रणाशनः ॥ ગાયનું મૂત્ર, છાણ, દુધ દહિ, ઘી અને દર્ભનું પાણી એટલું વારા ફરતી એકેક દિવસ પીવું ને દિવસે કે રાત્રે ભોજન કરવું નહિ એનું નામ સાન્તપન.

૬૨. ૧૩. વાજસનેય સંહિતાના ઉપનિષદ્‌માં કહ્યું છે કે असूर्यानामतेलोका अन्धेनतमसावृताः । तांस्तेप्रेत्याभिगच्छन्तियेकेचात्महनोजनाः॥

તેમ જો નરકમાં ન પડવું પડતું હત તો હું આત્મઘાત કરીને પણ આ દુઃખથી છુટત.

१२. २१—२४. જુઓ માલતીમાધવ પાનું १४२, અંક १०, શ્લોક २.

१३. २—३. ભારતીએ—સરસ્વતીએ—જેમ વિદ્યાને જણી છે, તેમ તમે એને જણી છે, અર્થાત્ એટલી એ શુદ્ધ, પવિત્ર, મંગલકારી છે; જે વળી તમે, અગ્નિ, મુનિ, અરુન્ધતી, ગંગા, સૂર્ય એ બધાંના જેવીજ દેવતા છે, એટલીજ પવિત્ર છે, તેવી પુત્રીનો વિવાસ-વનવાસ મોકલવું તે તું હે પૃથિવિ! કેમ સાંખી શકી? એને કલંક લાગી શકે તેમ હતું નહિ. એમ છતાં સાંખી શકી ત્યારે કેહેવું જોઇએ કે તું કઠણ કાળજાની છે, માટે, દારુણે! એમ કહ્યું છે.

१३. १०-१३. પ્હેલાં—દશરથના જીવતાં—જે દશરથનાં લક્ષ્મી સમાન પત્ની હતાં, અથવા સમાન એમ ઉપમાન શાને કેહેવું જોઇએ લક્ષ્મીજ હતાં એમ કેહેવું જોઇએ; તે આજ-સીતાના સંકટથી—કોઇક, ન ઓળખી શકાય એવો—અન્ય જીવ—બીજોજ અવતાર—કેવલ દુઃખમાત્રનોજ ઘડેલો—હોય તેના જેવાં દિસે છે. અરેરે! દૈવયોગથી શી વિપરીત—ઉલટી—દશા!

१३. १६—१७. પૂર્વે—સર્વે સારું હતું ત્યારે—એ, કૌશલ્યા મારે મન મહોત્સવની મૂર્તિ જેવાં હતાં, એમને જોવાથી મને મહાઆનંદ થતો; તેનુંજ દર્શન જયમ ઘા પડેલો હોય તેમાં મીઠું છાંટે ને પીડા થાય; તેટલું પીડા અને ખેદકારક આજ થઇ પડ્યું! તેને જોઇને મને આનંદ થવાને બદલે ઘામાં મીઠું પડે એવો ચચરાટ થવા લાગે છે.

१४. २—५. સુહૃદ્બન્ધુ—પ્રેમી સંબંધી, મિત્ર—ના વિયોગથી ઉત્પન્ન થતાં, જનોનાં દુઃખ જો કે નિત્ય ધારારૂપે, અખંડ, વહ્યાં જાય છે—કદાપિ બંદ પડતાં નથી—તોપણ પોતાનાં જે બીજાં પ્રિયજન-મિત્ર વગેરે—હોય તેને દેખતાં તે દુઃખ એટલાં બધાં વધી જાય છે, કે હમેશા ધારાની પેઠે વેહેતાં હતાં તે બદલાઇને હજારો સ્રોતસ્—નદીઓ, ઝરા—ભેગા થઇને જેમ ઉછળવા માંડે તેમ ઉછળી ઉછળીને દુઃસહ, ન ખમાય એવાં થઇ જાય છે; ખમી શકાતાં નથી એટલી પીડા કરે છે. એ પ્રમાણે જનકને જોતાં, સીતાના વિયોગથી પીડાતાં કૌશલ્યાને થયું. છંદ વિષમોપજાતીય.

१४. ९. તવ શ્લાઘ્યસંબંધી—તમારા અતિ પ્રશંસા—પ્રેમી હૃદયને લીધે—કરવા યોગ્ય મિત્ર, સુહૃદ્વર્ય. કુલોદ્વહ—જનકકુલના ધુરંધર.

૬૪. ૧૫. સીરધ્વજ—સીર–હળના ચિન્હવાળી ધ્વજાવાળા. વૈદેહ–વિદેહના રાજા, વૈદેહ—જનક.

૬૪. ૨૧. ઉષસ્ દેવી—ઉષસ્—પ્રાતઃકાલ પેહેલાંનો, ને રાત્રીના અંત પછીનો વખત, અરૂણોદય. સર્વે જે પ્રાતઃસંધ્યા—ઉષસ્—ને વન્દન કરે છે તે સમાન સર્વવન્દ્ય હે ભગવતિ!

૬૪. ૨૫. પ્રજાને ખુશી કરવામાંજ તત્પર, પછી વિચારે કે અવિચારે. પ્રજાએ ગમે તેવી જુઠી ગપ સીતાને માટે ચલાવી તો પણ તેની તુલના ન કરતાં સીતાને વનવાસ કાઢી એટલા પ્રજાઉપર વગર વિચારે વળગી રહેલા એ ઠપકો છે, ને જરા આડી સક્રોધ મશ્કરી છે. કૌશલ્યાને પણ પોતાના પુત્રને માટે મેહેણું છે.

૬૫. ૮. રામે વગર કારણ સીતાને વનવાસ કાઢી, ને તેમ કરવામાં પોતાના પિતાનો મિત્રવર્ય હું તેની પણ દરકાર ન રાખી અને મારા કુલને અકારણ લાંછન લગાડ્યું એ તિરસ્કાર. અગ્નિ સીતાને શુદ્ધ કરે એમ બોલનાર રામના વિચારને પુષ્ટિ આપે છે તેથી તથા જે સીતામાં કલંક કે અશુદ્ધતા સંભવી શકતાં નથી તેનામાં તેની સંભાવના કરે છે માટે તેવા માણસોથી અમે વધતો તિરસ્કાર પામીએ છીએ.

૬૫. ૧૩—૧૬. તું શિશુ–બાલક–હો, મારા આગળ બાલક જેવી હોવાથી મારે માન આપવા યોગ્ય ન હો, અથવા મારી શિષ્યા હોવાથી તેમ હો, પણ તે બધું એક બાજુપર, હું તેનો વિચાર કર્યાવિનાજ તારી અતિશય, અતુલ પવિત્રતા જોઇને તારી ભક્ત બની રહી છું; તું મોટી વયનાંએ ન નમવું જોઇએ એવી બાલક હો અથવા શાસ્ત્રમાં નમનાર્હ અધમ ઠરાવેલી સ્ત્રી જાતિમાંની હો, પણ તું એ લોકાચાર અને એ શાસ્ત્ર બન્નેનાથી મોટી છે, સર્વ જગત્‌ને પૂજવા યોગ્ય છે, સર્વેએ તને નમવું જોઇએ. કેમકે જે ગુણવાન્ છે તેના ગુણનીજ પૂજા થાય છે, કાંઇ તેની વયની કે જાતિની પૂજા થતી નથી. આ પ્રમાણે સીતાનાં પૂજ્ય અરૂન્ધતી પણ સીતાને પોતાની પૂજ્ય ગણે છે ત્યારે અગ્નિ એને શુદ્ધ કરે એ બોલ ખરેખર એના (વત્સા—બાલકી, સીતા) પ્રતિ હલકોજ છે.

૬૫. ૨૪—૨૫. પોતાના પ્રિયપતિ દશરથરાજાના મિત્ર તમે તેને જોઇને એમના મનમાં દશરથરાજા, તે વેળાનું સુખ વગેરે સાંભરી આવ્યું. પણ તમે મિત્રભાવ બતાવવાને બદલે એમનો તિરસ્કાર અને ક્રોધથી અનાદર કરવા માંડ્યો તેવી ઘોર દશા દેખીને મારાં પ્રિયસખી,

કોશલ્યાને એમ ઓછું આવ્યું જે મારૂં સર્વ હતું ન હતું થઇ ગયે મારા મિત્ર પણ ક્રોધે ભરાઇ તિરસ્કાર કરે છે, તેથીજ મૂર્છા પામી ગયાં. હે રાજાજી! પુરન્ધ્રી—કુલસ્ત્રી—નાં હૃદય ફુલ જેવાં કોમલ હોય છે, જરા પણ ચોળાચોળ કે તાપ વેઠી શકતાં નથી, માટેજ પ્રિયસખી તમારી આવી દુ:સહ ચાલ જોઇ ભાન ભુલી ગયાં.

૬૬. ૨—૫. શ્રીમાન્ દશરથ મહારાજ એવા ગુણવાન્ હતા કે એમના જેવા સગા જો મળતા હોય તો સર્વે માગી લે, તે મારા સંબંધી મિત્ર હતા, પ્રિયસખા હતા, મારૂં હૃદય પણ એજ હતા, અંગ માત્રજ જુદાં હતાં, હૃદયમાંના પ્રેમ આનંદની અખંડ મૂર્તિ હતા, આનંદથી પણ અધિક સર્વ જીવિતનું ફલ—દેહ ધારણ કર્યાથી જે ફલ—પુણ્યાદિક—પ્રાપ્ત થાય તે હતા, તે ઉપરાંત મારો દેહ પણ એમને આધીન હોવાથી દેહપણ એ હતા., પ્રાણ પણ એજ હતા, ને તેથી પણ અધિક જે કાંઇ પ્રિય હોઇ શકે તે એ હતા, અરેરે! દશરથ મહારાજ મારે શું શું ન હતા? એવા મારા પ્રિયમિત્ર તો ગયા, પણ તેમનાં અર્ધાંગનાને તો મીઠી નજરે જોઉં.

૬૬. ૮—૧૧. એનાથી કૌશલ્યાથી, કે પતિથી—દશરથથી—વિજને—એકાન્તમાં, પ્રેમવિનોદ કરતાં હોય ત્યાં—કશો અધિક વાંક થતો તો એ બન્ને જુદે જુદે વખતે મારાઉપર અવળો દોષ મુકતાં: કૌશલ્યા કેહેતાં કે જુઓ તમારા મિત્રે આજ આમ આમ કર્યું, દશરથ કેહેતા કે જો તારી સખીએ આજ આમ આમ કર્યું, એવી એ બન્નેની મારાઉપર અગાધ, અવિચ્છિન્ન, સમાન પ્રીતિ હતી; તેની વળી વિશેષ નિશાની એ કે એમ મારા આગળ કહ્યા પછીથી એમને બન્નેને સલાહ કરાવવી—પ્રસાદ—ખુશી—કરાવવી—કે લડાવવાં એ મારા હાથમાં રેહેતું, એવો હું એમનાં બન્નેનાં હૃદયનો અધિષ્ઠાતા હતો—અરરે! તેજ આ કોશલ્યા! અથવા એ વાત ન સંભારીજ સારી, કેમકે સંભારવાથી કાળજું બાળી નાંખે છે.

૬૬. ૧૬—૧૯. જુઓ માલતી માધવ પા. ૬૧, અંક ૪, શ્લોક ૭.

૬૭. ૨. પાંચ—રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, શાન્તા.

૬૭. ૩. સુબાહુશત્રુ—સુબાહુ નામના રાક્ષસના શત્રુ—રામ. એવું વિશેષણ આપીને રામ પોતાના પરાક્રમને લીધે તથા લોકોપકારિત્વને લીધે વિશેષ પ્રિય હતા એમ સૂચવ્યું છે.

૬૭. ૫. તનૂજા—પુત્રી.

૬૭. ૧૧—૧૨. એવા મારાઉપર અસાધારણ પ્રેમ રાખતા તે તમે કાલને મોઢે પડ્યા—મરી ગયા-ને આપણા સવિશેષ સંબંધનું બીજ—સીતા—તે પણ ગઇ, વનવાસ દુઃખમાં પડી, ત્યારે મારા આ વિશ્વ—જગત્—રૂપી નરકમાં જીવવાને ધિક્કાર છે, તમે ને સીતા ગયા પછી જગત્ નરકતુલ્ય દુઃખદાયક છે.

૬૭. ૧૭. આ તો—સીતાને વનવાસ કાઢવાનું.

૬૭. ૨૩—૨૪. સિદ્ધ—જાણી તો, જ્ઞાનસિદ્ધ—છે જ્યોતિરૂપ બ્રહ્મ જેને એવા એ—વશિષ્ઠાદિક—બ્રાહ્મણોની વાણીમાં વ્હેમ લાવવો નહિ, એ સફલ નહિ થાય એમ સમજવુંજ નહિ.

૬૮. ૧૦. ગુહ્ય કર્ણામૃત—સીતાને બે પુત્ર થયા છે એવી ગુહ્ય અને કાનને અમૃત જેવી મીઠી વાત.

૬૮. ૧૩—૧૬. આ કાળાં કમલનાં પાંદડાં જેવા ચીકણા ને સહજ શ્યામ દેહવાળો, માથાપરની બાબરીથી શોભી રહેલો, પોતાના રૂપથી કરીને બધાં છોકરાંના ટોળાને દીપાવતો, અને ફરીથી જેમ રામચન્દ્ર બાલક અવસ્થા પામી ગયા હોય તેવો રામના રૂપને મળતો આવતો જણાતો, આપણી નજરે પડતાંજ અમૃતથી આંખોને ઠારે છે તે કોણ હશે ?

૬૮. ૨૦—૨૩. ચૂડા (ચોટલી) થી ચુંબિત છે કંકપત્ર (તીરની પાછળ જે પીછાંના કડકા ઘાલેલા હોય છે તે) જેનાં એવાં શરના—જે તીરનાં પીછાંને એની ચોટલી અડે છે એવાં તીરના-બે ભાથા પુંઠે બાંધ્યા છે; છાતીએ ભસ્મ કરી છે, ને રૂરૂ નામના મૃગનું ચર્મ ઓઢ્યું છે, ઘાતીયું ભગવું પેહેર્યું છે પણ તેને મૂર્વી—પણછ—ના સૂત્રથી બાંધી લીધું છે; હાથમાં પીપળાનો દંડ, જપમાળા, ને વળી ચાપ—કામઠું—પણ આવી રહ્યું છે. એવાં બ્રાહ્મણનાં ને ક્ષત્રિયનાં બેનાં ચિન્હ એનામાં મળ્યાં છે.

૬૯. ૫. રૂપાળાં માણસ ઘણું કરી સારાં આચરણવાળાં હોય છે, અહીંયાં એ વૃદ્ધ જનોની આજ્ઞા પ્રમાણે કરવું એ સદ્વૃત્તિ કેહેવાનો હેતુ છે.

૬૯. ૧૧—૧૨. આ છોકરાના બાલાપણથી અને મુગ્ધત્વથી વધી ગયેલો જે મિઠો અને પ્રીતિકર એનો મહિમા, એની શક્તિ, છે તે એવા અનુભવથી જાણીતા માણસવિના બીજા સમજી શકે તેમ નથી.

૬૯. ૧૪. અયસ્કાન્ત—લોહચુંબક, લોહચુંબકનો કડકો જયમ લોઢાના ટગલાને એંચે છે તેમ આ બાલક મારા—વૃદ્ધના—ઘણા સંસ્કારથી વિસ્તૃત ને કઠણ થયેલા હૃદયને પણ એંચે છે, પીગળાવે છે, તેમાં પ્રેમ ઉપજાવે છે.

૭૦. ૯. કંઇ કંઇ—આ છોકરો રામનો છે એવું.

૭૦. ૧૪. સહજ તેવ.—સહજ—અકૃત્રિમ—જન્મથીજ મળેલી પવિત્ર વૃત્તિ અને દેખાવ; જોવા માત્રથીજ જેની પવિત્રતાનો નિર્ણય થાય એવો ભાવ.

૭૦. ૨૩—૨૪. જુઓ પાને ૨૭ મે લીટી ૨૩--૨૪.

૭૧. ૯. દૌહિત્ર—દીકરીનો દીકરો.

૭૧. ૧૦. કથાપ્રાવિણ્ય-કથા—રામકથા-માં પોતાની પ્રવીણતા—હોશીયારી.

૭૧. ૨૦. નૃત્ય, ગાયન, ને વાદિત્ર એ ત્રણના યથાયોગ્ય યોગનું નામ તૌર્યત્રિક, તેનાં પ્રથમ સૂત્રોના—નિયમના—રચનાર મુનિ ભરત કેહેવાય છે.

૭૨. ૧૬. આવી—અકારણ વનવાસ જવા રૂપી

૭૨. ૨૬—૨૭. આવું—સીતાને અકારણ વનવાસ જવા રૂપી—ઘોર વજ્ર મારા ઉપર ઉતર્યું—પડ્યું—(વજ્ર કહીને એ વૃત્તાન્તની દુઃસહ કઠોરતા અને નિર્દયત્વ સૂચવ્યાં છે) તે સંભારૂં છું, ત્યારે સર્વદા મારા ક્રોધ ભર્યા હૃદયમાં ગુપ્ત દુઃખકર્તા અગ્નિને ધખવાનો—ભડકે બળી બહાર પડવાનો—પ્રસંગ બે રીતે આવ્યો જણાય છે: કાં તો ચાપથી—કમાનથી—હું રામસાથે ને એની અમર્યાદ પ્રજા સાથે યુદ્ધ કરૂં, અથવા તો એમને શાપ દેઉં.

૭૩. ૨—૩. હે રાજાજી! જયારે માની માણસોનું માન ખંડિત થાય છે ત્યારે તેમનું મન આમ—તમારા જેવું સક્રોધ રહે છે, એતો કુદરતિ નિયમજ છે, પણ તમે વિશેષ વિચારવાન્ છો માટે વિચારવું જોઇએ કે રામ તો તમારૂં છોકરૂં છે ને જે લોકને પાલવા જોઇએ તે દીન—ગરીબ—અણસમજણા છે. તમે એ બેમાંથી એકે ઉપર ક્રોધ કરવાને લાયક નથી.

૭૩. ૪. એ—ચાપ અને શાપ.

૭૩. ૯. પશુસમા.—"અશ્વ" એ શબ્દ પશુ—યજ્ઞમાં હોમવાનું પશુ—તેને લગતા શાસ્ત્રમાં સાંભળ્યો છે, ને યુદ્ધનો અશ્વ એવું યુદ્ધ

શાસ્ત્રમાં સાંભળ્યું છે તેથી આ કેવા છે તે કહો. આ ઠેકાણે લવ પોતાનું કુશલત્વ બતાવે છે.

૭૩. ૧૩. ચારની ચાર—ચાર પગે ચારજ, બીજાંની પેઠે આઠ નહિ.

૭૩. ૨૫. વાલ્મીકિ એમ કેહેવાના છે કે મારા રચેલા નાટકનો પ્રયોગ થનાર છે તે જોવા સર્વને નોતરો અને રંગભૂમિની ગોઠવણ કરાવો. જુઓ અંક ૭.

૭૪. ૧૬—૧૭. ઘોડાની સાથેના માણસો આ પ્રમાણે બોલે છે. સાત લોક—સાત ભુવન—માં જેના સમાન બીજો શૂર નથી.એવા સપ્તલોક.એક શૂર, દશાસ્ય (દશમોઢાંવાળા—રાવણ) ના કુલના રિપુ (સંહાર કરનાર) શ્રીરામચન્દ્રનાં આ અશ્વ અને આ પતાકા (જયધ્વજ) છે, અથવા એ બન્ને એમના અતુલ વીર્ય, પરાક્રમની, ખ્યાપના છે, એમના સમાન કોઈ નથી એમ બતાવવાની નિશાની છે. અશ્વમેધ કરવાનો એજ પ્રચાર છે કે જ્યારે કોઇ રાજા સર્વ ક્ષત્રિયને જીતી રહે ત્યારે તે એક અશ્વને છુટો મુકી દે. તેને જેનામાં સામા થયાનું સામર્થ્ય હોય તે બાંધી રાખે તે બધાં પાસેથી મુકાવી લાવીને પછી તે અશ્વને હોમી દે. આટલા માટે કેહે છે કે આ અશ્વ ને પતાકા રામનાં અતુલ પરાક્રમની ખ્યાપના છે.

૭૫. ૭. અરિવિમર્દન—અરિ—શત્રુ—ને રોળી નાંખે એવા પ્રતાપવાળા.

૭૫. ૧૪. દર્પવીર્ય—ગર્વનું—ગર્વિષ્ટ જનોનું—વીર્ય, પરાક્રમ તેનું ખંડન કરવા.

---

## અંક ૬ મો.

૭૬. ૫. સુમંત્ર—રામનો જુનો સારથિ; લક્ષ્મણના પુત્ર ચન્દ્રકેતુની સાથે પણ તેજ આવેલો હતો.

૭૬. ૬. જવથી—ત્વરાથી, ઉતાવળથી.

૭૬. ૭. કાઙ્ક્ષધ્વજ—કોવિદાર નામના વૃક્ષના લાકડાની બનાવેલી ધજા.

૭૬. ૧૪. રામના કુલના રીવાજપ્રમાણે પંચશિખા ધારણ કરવાવાળો આ સમર—યુદ્ધ—ને મોખરે ઉભેલો છે એવો પરાક્રમી, અને નાનો છતાં પણ હિંમતવાળો છે.

૭૬. ૧૫. કોટિ—છેડા; જે ધનુ—કમાન—ના છેડા ઘણુ ઘણુ એમ ઉપરાઉપરી બાણ ફેંકવાને લીધે ગાજતા રેહે.

૭૬. ૧૬. ચમૂ—સેના.

૭૬. ૧૮—૨૧. કરિશિશ—હાથિનાં માથાં. નવરઘુકુલ વ૦—રઘુકુલનો—રઘુવંશનો—અપ્રસિદ્ધ, આજસુધી સાંભળવામાં પણ ન આવેલો એવો અને, નવીનજ કોઈ છોડ (પ્રરોહ) ઉછરી આવ્યો હોય, કોઇ રઘુવંશનો અણજાણ્યો પણ નવીન બાળક હોય એટલો પરાક્રમી. કુતૂહલ—આશ્ચર્ય, જિજ્ઞાસા.

૭૬. ૨૪—૨૭. સુરદાનવનાથી—સુર, દેવ અને દાનવ, રાક્ષસ તે બન્નેના કરતાં પણ વધારે. કૌશિકયજ્ઞ—વિશ્વામિત્રનો યજ્ઞ. રઘુવર—રઘુકુલમાં વર, શ્રેષ્ઠ, સર્વથી મોટા, રામ. ધનુર્ધર—ધનુષ્ ધારણ કરેલા, લડવા માટે ધનુષ્ લેઇને ગયેલા.

૭૭. ૬. મેગળમેઘમાલ—મેગળ—હાથી—તે રૂપી મેઘ—વાદળાં-ની માલા—હાર, ટોળું.

૭૭. ૨૧. દ્વંદ્વયુદ્ધ—બે પક્ષનો એકેક સમાનવયપરાક્રમવાળો યોદ્ધો લડે તે.

૭૭. ૨૩. ઇક્ષ્વાકુ—રઘુવંશના મૂળ પુરૂષ.

૭૮. ૧. આખ્યાયકો—યુદ્ધ સમયે ઉભયપક્ષના મુખ્ય યોદ્ધાનાં નામ વગેરે કહી બતાવવા નિયમેલા માણસ; ભાટ વગેરે.

૭૮. ૧૧—૧૨. જેમ મદોન્મત્ત, ગર્વયુક્ત, સિંહનું બચ્ચું, દ્વિરદ—હાથી—ના સાથ, ટોળા, ને વિદારવાના કામમાંથી મેઘની ગર્જના સાંભળીને પાછું વળે છે, તેની સામે લડવા જાય છે, તેમ આ બાલ વીર પાછો વળે છે. ચંદ્રકેતુને મેઘ સાથે ને લવને સિંહ સાથે સરખાવીને ઉભયના પરાક્રમની સમાનતા સાચવી છે.

૭૮. ૧૪. ઐક્ષ્વાકુ—ઇક્ષ્વાકુના. તું ઇક્ષ્વાકુનો વંશ, જે ઘણો પરાક્રમી કહેવાયો છે તે વંશનો છે એટલે તારી સાથે યુદ્ધ કરવામાં વડાઇ રહેલી છે.

૭૯. ૧૯—૨૨. કોઇ દિવસ ન દીઠેલા એવા અદ્‌ભુત ગર્વથી—પરાક્રમના આવેશથી—મારા સામી, મને ગણકારતો ન હોય એમ, દૃષ્ટિ કરીને ઉભો, એટલામાં સેનાના માણસો એની પુઠે પડ્યા તેથી ધનુષ્ તાણતો તેમને સંહારવા તેમની તરફ ફર્યો. આ પ્રમાણે બે તરફ વારાફરતી ફરતાં એ કેવો દેખાય છે તે બીજી બે પંક્તિમાં કહે છે. દ્વિધા—બે તરફ, સામસામી દિશામાં—વાતા મરુત્—વાયુથી, હીંદોળે ચઢી રહેલા—આ તરફ ને પેલી તરફ ઘસડાતા—ઇન્દ્રચાપ

ધર—ઇન્દ્રનું ચાપ, ધનુષ્, ઇન્દ્રધનુષ્ જેમાં ઝળકી રહ્યું છે એવા મેઘ—વાદળા-ની રમ્ય લક્ષ્મી—શોભા—ધારણ કરે છે. પોતે હાથમાં ધનુષ્ ઝાલેલું છે ને આમ તેમ ફરે છે તેથી ઇન્દ્રધનુષ્યુક્ત મેઘ (રામના કુલના સર્વે સહજ શ્યામ વર્ણ હતા માટે મેઘ જેવો) જેમ એવડા વાયુથી આમતેમ ઘસડાયાં જાય તેવા એ દીસે છે.

૭૯. ૨૩. વિસ્મય—લવના અતુલ પરાક્રમથી ઉત્પન્ન થયેલું આશ્ચર્ય.

૮૦. ૪. કાલક્ષેપ—વિલંબ.

૮૦. ૧૧—૧૪. આ—અજવાળું—વિજળીનો ને અંધારાનો ભયંકર યોગ થઇ ગયો તેનું છે શું? કે તેનાથી એકદમ ઝંખાઇને આંખ મીચાઇ ગઈ ને, ફરી ઉઘડી તોપણ કાંઇ દેખી શકતી નથી એટલુંજ નહિ પણ ઉલટી દુઃખે છે. બધું સૈન્ય, જૃમ્ભકાસ્ત્રો—જૃમ્ભા= બગાસું, ઊંઘ, ઉત્પન્ન કરનાર અસ્ત્રો-ના બળથી ઊંઘી જઇને સ્તબ્ધ થઈ એવું દેખાય છે કે જાણે ચિત્રમાંનાં પુતળાં ઉભાં છે. આવું થાય છે ત્યારે ખરે, જૃમ્ભકાસ્ત્રોજ, અજિત—ન જીતાય એવા— બળવાળાં જૃમ્ભકાસ્ત્રોજ ઉડી રહ્યાં હોવાં જોઇએ.

૮૧. ૨—૩. એ—જૃમ્ભકાસ્ત્રો—કૃશાશ્વ ઋષિના પુત્ર (તનય) છે, એમણે મૂલ પેદા કરેલાં છે, તેમની પાસેથી વિશ્વામિત્રને મળ્યાં છે, તેમણે સમ્પ્રદાય—ગુરૂ સમ્પ્રદાય—થી રામચંદ્રને આપ્યાં, તેમની પાસે આજ પણ રહેલાં છે.

૮૧. ૪. અતિ ઉગ્ર છે સત્વગુણનો પ્રકાશ જેનો તે અતિ ઉગ્ર સત્વ પ્રકાશ- વાળા—રજોગુણ કે તમોગુણ વિનાની માત્ર સત્વગુણમય પ્રકૃતિવાળા, મન્ત્રદૃષ્ટા—મન્ત્રને જોનાર—મન્ત્ર રચનાર ઋષિઓ. બહુ તપ કરીને કેવલ સત્વગુણ પ્રાપ્ત કરેલા એવા ઋષિઓ જૃમ્ભક જેવાં દિવ્ય અસ્ત્રોને પોતાના તપના પ્રભાવથીજ, ગુરૂસમ્પ્રદાય વિના પણ મેળવી શકે.

૮૧. ૧૩. ગુણગ્રામ—ગ્રામ પ્રત્યય સમૂહ વાચક છે; ગુણનો સમૂહ. એ (લવ પક્ષે ચન્દ્રકેતુ, ચન્દ્રકેતુ પક્ષે લવ) મારી નજરે પડતાંજ મારૂં હૃદય એકરસ—પ્રેમરસ—નાજ ધ્યાનમાં યુદ્ધના સર્વ વિચાર મુકી દઇને, લીન થઇ જાય છે, તેનું શું કારણ હશે? અમે આમ માન્યા તેથી, એના ગુણથી, કે પૂર્વજન્મના સંબંધથી, કે પ્રીતિના પરિ- ચયથી, કે મારા જાણવામાં નહોય એવા કોઇ ગુહ્યસંબંધને લીધે,

એની સાથે યુદ્ધ કરવા ઉભો છું તેવેળે એથી ઉલટોજ ભાવ—પ્રીતિ—થઇ આવે છે! લવ અને ચન્દ્રકેતુ ભાઇ થાય છે તેમની સ્થિતિનું વર્ણન કવિએ કેવી યુક્તિથી કર્યું છે તે જોવા લાયક છે.

૮૧. ૨૦. તારામૈત્રક—તારાની—ગૃહની—મૈત્રી—અનુકૂલતાને લીધે થયેલી મૈત્રિ.

૮૧. ૨૧. ચક્ષૂરાગ—જોવા માત્રથીજ પ્રીતિ થઇ આવે તે.

૮૧. ૨૪—૨૫. જે અકારણ—કોઇ પણ બહારના કારણ સિવાય—અંતર્માંથી ગુપ્ત પ્રેમનો ઉભરો કોઇના ઉપર ઉભરાઇ આવે તેવી વૃત્તિને અટકાવા ધારે તો પણ અટકાવી શકાતી નથી. ખરો, અને શુદ્ધ પ્રેમ તો એજ છે. એ સ્નેહરૂપી ગુપ્ત તંતુથી કરીનેજ બેનાં—જેનામાં પ્રીતિ ઉત્પન્ન થઇ હોય તેનું અને જેને માટે પ્રીતિ થઇ હોય તેનું—અંતર્—હૃદય—શીવાઇ જાય છે—એક થઇ જાય છે, જુદાં નથી પડી શકતાં—એક તરફ આકર્ષાય છે.

૮૨. ૨—૩. રાજપટ્ટ—એક જાતનો મણિ થાય છે, તેના જેવાં સુંવાળાં, કોમલ. સાયક=તીર, બાણ.

૮૨. ૯. મેં યુદ્ધ કરવા શસ્ત્ર એંચ્યું છે તથાપિ પણ હું વિમુખ—યુદ્ધથી વિમુખ—યુદ્ધવિનાના બીજાજ (પ્રેમના) વિચારમાં છું તેથી એ (મારા સામો થયેલો) મને શું કેહેશે, મારા પરાક્રમ વિષે શું ધારશે. મને પ્રીતિ થાય છે તેથી મેં પ્રહાર થઇ શકતો નથી, તેથી એ મારા વીર્યની શંકા લાવશે. એકેકનું હૃદય જાણી શકતા નથી તેથી બન્ને કુમાર આમ ધારે છે એ જોવા જેવું છે.

૮૨. ૧૪—૧૫. મતલબ એવી છે કે સીતા—વનવાસ જવાથી મરણજ પામી હશે, એટલે પુત્રની તો આશાજ ક્યાંથી!

૮૨. ૨૪. સાહસૈકરસક્રિયા—સાહસ એજ છે એક રસ જેનો એવી ક્રિયા, અત્યંત સાહસિક કામ, લવ જેવા અતુલ વીર્યવાન્ જોડે દ્વંદ્વયુદ્ધ કરવાનું.

૮૩. ૧૧—૧૪. જે બાલક—લક્ષ્મણ—ઇન્દ્રજિત જેવા મોટા યોદ્ધાને વગર મેહેનતે સહજ જીતી શક્યા તે તારા પિતા હે વત્સ! કાલેજ જન્મ્યા છે, મારા મોઢા આગળ તેજ હજુ તો છોકરા જેવા છે, તેનો છોકરો તું તે તો મારી નજરમાં છેકજ છોકરૂં—વીરચરિત્ર પાળવાનું સમજે પણ નહિ એવો હોઇશ તેમાં શી નવાઇ? તથાપિ પણ મેં એમ ધારેલો

નું વીરચરિત્ર—ખરા રામ જેવા વીર પુરૂષોને પાળવા યોગ્ય ચરિત્ર—અહીંયાં, લવ પગે ચાલે છે માટે તેની સાથે પગે ચાલીનેજ લઢવું એવો સમાનતાનો યુદ્ધ ન્યાય—પાળે છે તેથી હું બહુ પ્રસન્ન થયોછું. અને એમ કહું છું કે તારા જેવા સુપુત્રથી કરીને તારા પિતામહ—દશરથ—નું કુલ પ્રતિષ્ઠા—પ્રખ્યાતિ પામ્યું; એ કુલની મહત્તા તારાવડે રામલક્ષ્મણાદિકના પછી પણ ચાલુ રહી. ભવિષ્યને બદલે રહી, પામ્યું એવો ભૂતકાલ વાપરે છે તેની મતલબ પોતાની પુરેપુરી ખાત્રી થઇ ગઇ તે બતાવવાની છે.

૮૩. ૧૭—૧૮. મારા બીજા ત્રણે—લક્ષ્મણ ભરત શત્રુઘ્ન—તાત, રઘુ જ્યેષ્ઠ—રામ—ને પુત્ર નથી ત્યારે આપણા કુલની પ્રતિષ્ઠા ક્યમ રેહેશે એવા દુઃખથી નિરંતર બળ્યાં કરે છે.

૮૩. ૨૧. પોતાનામાં પ્રીતિ અને વીર્ય બે ઉદ્દીપ્ત થયાં છે માટે રસનું મિશ્રણ થયું કેહે છે.

૮૩. ૨૨—૨૬. ચંદ્રના ઉગવાથી જ્યમ પોયણી મલકી રહે છે તેમ આને—ચન્દ્રકેતુ—ને જોઇને મારી આંખ પ્રસન્ન—પ્રીતિભરી-થઇ રહી છે; એમ છતાં પણ મારો આ વિકચવીર—પ્રકટ વીરરસ ભર્યો ને શૂરથી ઉછળી રહેલો હાથ, કલહ—યુદ્ધ ઇચ્છે છે, ને ઝણઝણાટનો ક્રૂર (પ્રીતિરસથી વિપરીત) ધ્વનિ (શબ્દ) કરતા ગુણ—દોરો, પણછ—થી ગાજી રહેલા—પણછ ચઢાવી તંગ કરેલી તેથી ગાજી રહેલા ધનુષ્ ઉપર પ્રીતિ ધારે છે—યુદ્ધ કરવા માટે ધનુષ્ તાણે છે.

૮૪. ૨. કકુત્સ્થ—ઇક્ષ્વાકુવંશમાં એક મહા પરાક્રમી રાજા થઇ ગયેલા છે, તેના જેવું.

૮૪. ૮. રામલક્ષ્મણધનુ ૧૦—રામ અને લક્ષ્મણના ધનુષ્ની જ્યા (પણછ) ના ઘોષ (ગુંણગુંણાટ) રૂપી મંત્રથી. એવો આશિર્વાદ કેહેવાની મતલબ એવી કે રામ અને લક્ષ્મણ જેવો તું પ્રતાપી અને ધનુર્વિદ્યામાં એક્કો થજે.

૮૪. ૨૨—૨૫. અમે આવા, ક્રતુ (યજ્ઞ, અશ્વમેધ) ના પ્રતિપક્ષના, યજ્ઞ અટકાવનારા અધર્મિ નથી, તેમ રામ જેવાના ગુણની અમને ઇર્ષ્યા પણ નથી કેમકે એ રાજાના મહાગુણને કોણ નહિ નમે? સર્વે નમશે. તથાપિ પણ આ ઘોડાને બાંધ્યો છે તેનું કારણ એવું છે કે એ તુરંગમ (ઘોડા) નું રક્ષણ કરનારાઓ જે અસહ—ન ખમાય એવી,

ક્ષત્રિય માત્રને હલકા પાડનારી વાણી (જુઓ પા. ૭૪ લીટી. ૧૬-૧૭) બોલતા હતા તેથી મારી વૃત્તિ ઉકળી ગઈ, મને ક્રોધ આવ્યો ને મેં ઘોડાને બાંધ્યો.

૮૫. ૪. આવી—પાને. ૭૪ મે કહી છે તેવી ગર્વિષ્ટ. ગર્વિષ્ટ વાણી બહુ હલકી ને કલહ કરાવનારી છે તે વિષે સંસ્કૃતમાં પ્રમાણ કેહે છે, ને નમનતાઇની વાણી સુખ કર્તા છે તે વિષે પણ બીજું પ્રમાણ કેહે છે. નરમ વાણી કેવી છે કે કામધેનુ—આપણે જેજે ઇચ્છિએ તેતે તરત પુરૂ પાડનારી દેવલોકની ગાય—ના જેવી છે. એવી વાણીને ધીરા—ડાહ્યા—સર્વ મંગલ—સુખ—ની માતા—આપનારી કેહે છે ને કામધેનુ પણ કેહે છે. કામધેનુ જયમ દૂધ દે, નિર્ધનતા ટાળે પૂજાથી પાપ કાપે ને વાછડાં જણે તેમ મૃદુ વાણી પણ ઇચ્છા રૂપી દૂધ દેછે, નિર્ધનતા ટાળે છે, પાપ હરે છે ને સાચી કીર્તિરૂપી વાછડાં જણે છે. વેદમાં તેમજ બૃહદારણ્યક ઉપનિષત્‌માં વાણીને ઘણીવાર ધેનૂ કહેલી છે. **वाचंधेनुंउपासीत। तस्याश्चत्वारःस्तनाइत्यादि ॥ बृह. ॥**

૮૫. ૧૪. પરિપૂત—શુદ્ધ, સંસ્કારી.

૮૫. ૧૫. આર્ષ સંસ્કારસહિત—ઋષિઓને યોગ્ય સંસ્કારસહિત, સંસ્કૃત વાણીથી. ક્ષત્રિઓ તેવું સંસ્કૃત બોલી ન શકે માટે સુમંત્રને આશ્ચર્ય લાગ્યું.

૮૬. ૪. જામદગ્ન્ય—જમદગ્નિના પુત્ર, પરશુરામ.

૮૬. ૧૩—૧૬. જે મહાપરાક્રમી ભગવાન્ ભૃગુપુત્ર—પરશુરામ—ને પણ શ્લાઘ્ય—વખાણવા યોગ્ય ગણતો નથી, અને જે વડે ત્રણે લોકને અભયદાન—ભયનો નાશ કરી નાંખવારૂપી દક્ષિણા—મળેલું એવાં તાતનાં—રામનાં—પવિત્ર ચરિત—પરાક્રમને પણ જે જાણતો નથી એવો આ તો કોઇ એક નવોજ પુરૂષાવતાર છે; નવીનજ માણસ છે; અથવા પરમાત્માને વેદમાં પુરૂષ કહેલા છે ને તેના મચ્છ, કચ્છ, વરાહ આદિક દશઅવતાર થયા એમ માનેલું છે. પરશુરામ અને રામ પણ એ પુરૂષાવતારમાં આવી જાય છે, પણ આ—લવ—તો કોઇ વાર ન સાંભળેલો એવો કોઇક નવો, પરશુરામ, રામ વગેરે અવતારનો પણ હીસાબ ન ગણે એવો પુરૂષાવતાર થયો હોય એમ લાગે છે, એવું મશ્કરીમાં કેહે છે.

૮૬. ૨૦—૨૧. એમ છે એટલે તું તારા પિતા, રામ, નાં લાંછન ઓળી શકતો નથી.

૮૬. ૨૨. તાડકા—એ નામની રાક્ષસી રામને પરણવા આવી હતી તેનું નાક તપોવનમાં કાપી લીધું છે એ કથા પ્રસિદ્ધ છે. સ્ત્રીનું નાક કાપવું એ શાસ્ત્રમાં નિષિદ્ધ કાર્ય ગણ્યું છે, માટે રામને તે દોષ લવ લગાડે છે.

૮૬. ૨૫. દાખ્યાવિના વ.—એ માત્ર મશ્કરીમાંજ કુહે છે.

૮૬. ૨૬. વાળીની સ્ત્રીને માટે સુગ્રીવને તેની સાથે વિરોધ ચાલતો હતો. રામને સુગ્રીવની સહાયની જરૂર હતી તેથી સુગ્રીવને પોતે મદદ કરીને વાલી સાથે યુદ્ધ કરાવ્યું. પોતે યુદ્ધમાં તટસ્થ રહ્યા હતા પણ કેહેવાય છે કે પોતે ઝાડ પાછળ સંતાઇ રહીને વાલીને બાણ મારી મારી નાંખ્યો, અને સુગ્રીવે માર્યો એમ ઠરાવી નિર્દોષપણું દેખાડ્યું એ કથાની સૂચના અહીં કરી છે. ચાતુર્ય એ કેવલ વ્યાજસ્તુતિ છે. મતલબ તો એથી ઉલટો ભાવ—લુચ્ચાઇ, મૂર્ખાઇ—કેહેવાની છે.

૮૭. ૧૪—૧૭. ચંદ્રમાં કલંક ઝગઝગે છે, અથવા કમલ ઉપર કાળો ભમરો ભમ્યાં કરતો હોય છે તેના જેવો મુખનો લંક—આકાર—ક્રોધથી ફરકી રહેલી ભમરોને લીધે જણાતો હતો.

---

## અંક ૬ ઠો.

૮૮. ૧૯. દુંદુમાયિત—દુમ્ દુમ્ એવો શબ્દ કરતાં.

૮૯. ૨—૩. ત્વષ્ટા—વિશ્વકર્મા—ના યંત્રઉપર—ચક્ર ઉપર—ચઢાવેલા—તેથી ભ્રમણ પામી, સવિશેષ દીપિત થયેલા સૂર્ય જેવું પ્રચંડ તપી રહ્યું છે—તેજ મારી રહ્યું છે—એવું આ (આગ્નેયસ્ત્રનું તેજ) તે નીલ લોહિત—મહાદેવનું ત્રીજું લોચન ઉઘડી ગયું કે શું? મહાદેવ સંહારકર્તા દેવ છે, તેમનું ત્રીજું લોચન ઉઘડી ને તેના અગ્નિમાં સર્વનો સંહાર થશે એમ કથા છે, એ તૃતીય લોચન રોજ બંધ રેહે છે તે શું આજ ઉઘડી ગયું!

૮૯. ૭. અગ્નિથી દાઝીને ચામર અને કેતુ-ધજા—શબલ—કાળા પીળા જુદા જુદા રંગવાળાં—થઇ ગયાં તેથી.

૮૯. ૧૦ ધજાઓના છેડા જાણે કુંકુમ—કંકુ—થી છાંટ્યા હોય એવા અગ્નિની જ્વાલાઓને લીધે જણાવા લાગ્યા.

૮૯. ૨૪. ચપલા—વિજળી.

૮૯. ૨૭. વારૂણાસ્ત્ર—વરૂણ—પાણીના દેવ— તેમનું—જલ લાવનારૂં —અસ્ત્ર.

૯૦. ૬—૧૦. આખા જગત્‌નો નાશ શી રીતે થશે એ વિષે જુદા જુદા મત છે. મહાદેવ, કાલકંઠનું—સંહાર કરનાર દેવનું—રૂપ ધરીને સર્વને ગળી જશે એમ મત છે, અને બીજું એવું મત છે કે પૂર્વે નારાયણે આ જગત્‌ને સર્જ્યું છે, પોતે ઇચ્છા કરીને જલમાં સૂતા અને તેમની નાભીમાંથી કમલ થયું, તેમાંથી બ્રહ્મા થયા ને તેમણે જગત્ સર્જ્યું; તેજ નારાયણ પાછા સર્વને પોતાનામાં વિરાટ્‌રૂપ ધરી ગળી જશે અને યોગનિદ્રામાં પડી જશે એટલે સર્વનો અંત આવશે. આ બે વિચારને અનુસરીને અત્રે લખેલું છે.

૯૦. ૧૪—૧૫. વિવર્તની વ્યાખ્યા વગેરે જુઓ ટીકા. પા. ૨૫ મે લી. ૨૫ મી ઉપરની. બ્રહ્મને વિષે જેમ વિવર્તરૂપે આ જગત્ વગેરે વ્યવહાર અજ્ઞાનને લીધે ભાસે છે, ને તત્વજ્ઞાનથી નિવૃત્ત થાય છે, એકજ અદ્વિતીય, અખંડાનંદ પરમાત્માજ જણાય છે અર્થાત્ વિવર્તરૂપી ભ્રમનો બ્રહ્મમાં લય-નાશ—થાય છે, જ્ઞાનથી જયમ વિવર્તનો નાશ થાય છે તેમ વાયુથી મેઘનો નાશ થયો; વિવર્તનો લય તો બ્રહ્મમાં થઇ જાય છે, પણ આ મેઘનો તો લય ક્યાં થયો તે પણ જણાતું નથી. એટલો પ્રબલ વાયુ આવ્યો કે મેઘને ક્યાં જોતા જોતામાં લેઇ ગયો તે સમજાયું પણ નહિ.

૯૧. ૫—૮. દિનકર કુલ વ.—દિનકર—સૂર્ય—કુલના ચંદ્રરૂપી-સૂર્યકુલના સર્વને ચંદ્રનીપેઠે આનંદ આપી શીતલ કરનાર હે ચંદ્રકેતુ! અહિં શાબ્દ વિરોધ છે, દિનકરકુલ—સૂર્યના કુલનો ચંદ્ર સૂર્યને તે જિત કરનાર એ વિરોધ, તેનો ઉપર પ્રમાણે પરિહાર. હિમશકલ-સમાં—બરફના કડકા જેવાં.

૯૧. ૧૧. મહાવીરપ્રધાન—મહાવીરરસ એજ છે પ્રધાન મુખ્ય, જેનામાં એવો; બહુ વીર્યવાન્.

૯૧. ૧૭—૨૦ અસ્ત્રવેદ—અસ્ત્ર—બાણ વગેરે—નો વેદ —ધનુર્વેદ. સ-મુદય—સમૂહ. અથવા સર્વ જગત્‌ના પુણ્યનો મૂર્તિધારી રાશિ-ઢગલો—છે.

૯૧. ૨૫. પરમ ધર્મ—મુખ્ય, મોટો ધર્મ, મોક્ષસાધન. રામને પરમધર્મની મૂર્તિ કહેવાનું કારણ એટલું કે જેમ ધર્મથી કરીને મન શુદ્ધ થાયછે તેમ એમને દીઠાથી ૪ થા શ્લોકમાં કહે છે તેવી અસર થઇ ગઇ.

૯૨. ૧–૫. મારો સર્વ વિરોધ યુદ્ધ કરવાની ઇચ્છા—તે પણ વામી ગયો, અને તેને બદલે એથી કેવળ ઉલટો વિચાર, નિવૃતિ ઘનરસ—કેવલ શાન્ત થઇ રેહેવાનો ધાડરસ, મારાઉપર જામી ગયો. મારૂં ઔદ્ધત્ય—ઉછાંછળાપણું તે ક્યાંએ જતું રહ્યું ને ઉલટો મારામાં વિનય પેદા થઇ જેની સાથે હું યુદ્ધ કરવા જતો હતો તેને નમસ્કાર કરવાનું મન થાય છે. અરે! આટલું આટલું થાય છે એમજ નહિ, પણ આમને દેખીને હું કેવળ પરવશ થઇ ગયો છું, મારૂં ભાન ભુલીને એમની મરજી પ્રમાણે જાણે વર્તતો હોઉં, એવો થઇ ગયો છું. અથવા એ બધાનું કારણ સમજાયું, તીર્થસ્વરૂપ—ગંગા ગોદાવરી—જેવાં મહાતીર્થ જેવા પ્રતાપી જનની સમક્ષ મનની વૃત્તિ જુદીજ થાય છે—શુદ્ધ, પવિત્ર નિર્મલ થાય છે. રામ પોતાના પિતા છે એમ ન જાણતાં પણ લવની પાસે કેવો સ્વાભાવિક વિચાર દર્શાવરાવ્યો છે!

૯૨. ૧૦—૧૩. જુઓ માલતીમાધવ અંક ૧. શ્લોક ૨૫. પાને. ૧૭ મે.

૯૩. ૨—૫. કઠોર—પરિપૂર્ણ થઇ ખીલેલું કમલ હોય ને તેનાં અંદરનાં પત્ર—પાંદડી જેમ ચીકણી, પીન—સ્થૂલ—અને કોમલ, સુંવાળી, હોય તેના જેવાં તારાં અંગ મારા અંગને અડતાં, મારા શરીરમાં, ચંદન લગાડવાથી થતો શીતલ આનંદ અથવા ચંદ્રના કિરણથી થતો આનંદ વ્યાપી રેહે છે.

૯૩. ૧૮—૧૯. જ્યારે દિનકર-સૂર્ય—અતિશય ઉગ્ર કિરણથી ધીકી રહે છે ત્યારે અગ્નિગ્રાવ નામના મણિ જાણે સૂર્યના તેજથી પરાજય પામ્યા હોય એમ—પોતાનું તેજ નીચું પડવાથી હારી ગયા હોય એમ—શામાટે બળવા માંડે છે? એ ખરૂં જોતાં હારી જઇને કે ઇર્ષ્યાથી બળતા નથી પણ બળે છે એટલાજ માટે કે, જે જાતે તેજસ્વી—તેજવાળો, પરાક્રમી—છે તે પારકાનું ઉગ્ર તેજ જીરવી, સાંખી શકતો નથી એવો તેનો જાતિસ્વભાવ છે. અગ્નિગ્રાવ અથવા સૂર્યકાન્ત એ નામના મણિની એવી પ્રકૃતિ છે કે તેના ઉપર સૂર્યનું તેજ પડતાં તેનામાંથી અગ્નિ ઝરવા માંડે છે. આ પ્રમાણે કહીને રામે લવનામાંથી ઇર્ષ્યાદિક દોષનું નિવારણ કર્યું અને એના વીર્યની મહત્તા જણાવી.

૯૪. ૯. મન્ત્રોપનિષદ્=(ઉપનિષદ્=વેદાન્ત, જેમાં પરમાત્માનું તત્વસ્વરૂપ બતાવ્યું છે એવું ગુહ્યશાસ્ત્ર.) આ જૃમ્ભકાસ્ત્રોને મુકવાના અને પાછાં લેવાના મન્ત્રોનું ગુહ્યશાસ્ત્ર.

૯૪. ૧૫. સ્વતઃ=એમને એમ, વગર ઉપદેશે, જન્મથીજ.

૯૪. ૨૫—૨૬. જો મારા ભાઇને કોઇ રાજાના સૈન્ય સાથે યુદ્ધ થવા માંડયું હોય તો, હું હવે એની સહાયે જઇશ તેથી, આ ભુવનથી—જગત્થી—અધિરાજ—મહારાજાધિરાજ—એવો શબ્દ અસ્ત પમાડી દેઇશ, એ શબ્દનુંજ નિર્મૂલ કરીશ—અર્થાત્ સર્વ પરાક્રમી મહાધિરાજ કેહેવાતા રાજા પણ જો એની સામા થયા હશે તો તેને પુરા કરી નમાવી દેઇશ, અને શૂરામાં શૂરા ક્ષત્રિઓના શસ્ત્રનો અગ્નિ પણ આજ શમાવી દેઇશ. દીર્ઘાયુ ભ્રાત એમ કહીને પ્રથમથીજ આશિર્વાદ આપે છે.

૯૫. ૭. ઇન્દ્રમણિ=એક જાતનો જરા કાળો મણિ થાય છે.

૯૫. ૧૯—૨૦. જેણે સૂર્યના પુત્ર મનુના વખતથી માંડીને સુરપતિ—ઇન્દ્ર જેવા મોટા દેવતાઓના ભૂપતિને પણ અભયદક્ષિણાની રીજ આપેલી છે એવા પ્રતાપી સૂર્યકુલના ભૂપ વ૦.

૯૫. ૨૭. શસ્ત્રશિખાઅંબાર—શસ્ત્રમાંથી નીકળતા તેજની શિખા-જ્યોતિ—નો અંબાર, ઝગઝગાટ.

૯૬. ૪. પૌરૂષ—પુરૂષનું તે પૌરૂષ, પુરૂષનામાં ધૈર્ય, શૂર, પરાક્રમ વગેરે ગુણ પ્રાધાન્ય છે માટે પૌરૂષ એટલે પુરૂષપણું, મરદાઇ.

૯૬. ૬—૯. એની આંખ એવી નિસ્પૃહ અને વીર્યવાન્ છે કે તે ઉપરથી એમ અનુમાન થાય છે જે એ ત્રણે—સ્વર્ગ, મૃત્યુ, પાતાલ,—લોકનું સત્વ—પરાક્રમ તેને તૃણ, તંખલા, જેવું ગણે છે. એની નજરમાં ત્રિભુવનમાં પણ કોઇનો હિસાબ નથી. એની ધીર અને ઉદ્ધત ચાલથી કરીને જાણે ધરતી હવણાં નમી જશે એવું એના ચાલવામાં પણ બળ અને ગર્વિષ્ટપણું છે. કુમાર અવસ્થામાં એ બહુ ચંચળ પ્રકૃતિનો હોવો જોઇએ પણ તેને બદલે મોટા પર્વત જેટલો ગંભીર છે, એવો આ કુશ આવે છે, કે ગર્વ—પોતેજ, અથવા વીર રસજ આવે છે?

૯૬. ૧૭—૧૮. બ્રહ્મકોશ વ.—વેદને હરણ કરી જનાર રાક્ષસોને સંહારીને બ્રહ્મનો ઉપદેશ કરતા કોશ-ભંડાર-નું રક્ષણ એમણે કર્યું છે, તે.

૯૭. ૭. રામાયણકવિ—વાલ્મીકિએ—વાણીદેવી—સરસ્વતી—ને ઉચિત, યોગ્ય —રામના ચરિત્રનું વર્ણન કરવાનું—કાર્ય સોંપ્યું છે.

૯૭. ૧૧. જીમૂત—વાદળું.

૯૭. ૧૫–૧૮. જે જે ભાવ મારા અંતઃકરણમાં હોઇને મને રંજન કરી શકે તે તમામનો આ કુશ શું બનેલો છે? કે તેવું આનંદ પામવાપણું હાલ—સીતાના વિયોગથી—મારામાં નથી તોપણ, મને એ ભેટે છે ત્યારે એના અંગમાંથી મારા અંગમાં તે તે આનંદ આપતા અમૃત જેવા ભાવ દાખલ થઇને મારા હૃદયને પ્રમોદ, શીતલતા ઉપજી રહે છે. સીતા ન છતાં પણ તે હતી ત્યારે જે આનંદ થતો હતો તેવીજ શીતલતા હૃદયને વળે છે, માટે આ કુશ શું મારા અંગના આનંદભાવનોજ ભરેલો છે? મારોજ સીતાની મૂર્તિમય પુત્ર છે?

૯૭. ૨૩. અહો એ આશ્ચર્યવાચક છે. મારે ને આ છોકરાંને માત્ર વિનયનો—ચન્દ્રકેતુના મિત્ર તરીકેનો સંબંધ થયો છે તથાપિ પણ, એ છોકરાં મારાપ્રતિ પિતા જેટલી ભક્તિ બતાવે છે ને ચાલતાં, ઉભા રેહેતાં, બેસતાં જે વિનયભાવ દર્શાવે છે તે ઉપરથી એમનું રાજત્વ —રાજપુત્રપણું—સાબીત થાય છે.

૯૭. ૨૬. સિદ્ધ વ.—સ્વભાવથીજ જન્મથીજ પ્રાપ્ત થયેલી રૂપની લક્ષ્મી —સૌભાગ્ય—ના વિલાસથી.

૯૮. ૨. અમલ—નિર્મલ—કમલ—ધોળાં કમલ જેમ મધુનાં—પુષ્પમાંથી ઝરતા રસનાં—બિન્દુનાથી દીપે છે તેમ.

૯૮. ૮—૯. સ્કન્ધ—ખભા. અનત—વગર નમેલા, અક્કડ.

૯૮. ૨૦. નવકમલ—નવા, તાજા ને ખીલી રહેલા કમલની લક્ષ્મી, શોભા પૂર્ણ, (શોભાવાળું).

૯૮. ૨૨—૨૫. મુક્તા—મોતી. ઓષ્ઠમુદ્રા—ઓષ્ઠની આકૃતિ, છાપ. આંખ રાતી અને કાળી જણાવી એ વીર પુરૂષનું લક્ષણ છે; લવ અને કુશ સર્વ રીતે સીતાને મળતા આવે છે પણ આટલો ફેર રાખીને એમનું અતિશય પુરૂષત્વ બતાવ્યું છે.

૯૯. ૧૯—૨૦. અશ્રુરૂપી વર્ષાદથી કરીને, આખા જગતને મંગલકારી આ પનું મુખ, અવશ્યાય—ઝાકળ—નાં બિન્દુથી છંટાયલા ધવલ કમલ જેવું રમ્ય દિસે છે.

૧૦૦. ૯. બાલચરિત—રામના બાલચરિતનો કાણ્ડ; બાલકાણ્ડ.

૧૦૧. ૮. હે પાપી પ્રાણ! એમ મારૂં સર્વે ગયું ત્યારે તને જતાં શી વાર છે?

૧૦૧. ૧૧. તેજ કાલ—નીચેના ૩૫ મા શ્લોકમાં વર્ણવે છે તે કાલ, "પ્રકૃતિથી હતાં વ્હાલાં" એ વગેરે કહીને હું અને સીતા નવીજ પ્રીતિના ઊંડા વિલાસ આનંદમાં હતાં તે કાળનું હાલ મને સ્મરણ કરાવીને દુઃખી કર્યો.

૧૦૧. ૧૩. ૧૬. તદા—કુશે જે શ્લોક કહ્યો તેમાં વર્ણવેલી અવસ્થાને સમયે. ત્યારે, યુવા—સીતાની મુગ્ધત્વ જયને આવતી તાજી ઉન્મત્ત યુવાવસ્થા—અને અમારામાં પરસ્પર થતા પ્રેમનું ગભીરત્વ, પ્રેમનો અભિપ્રાય, તે બન્ને ભેગાં થવાથી મદન-રતિજનક કામ—ઘણો ગંભીર વ્યાપીરહી ઉછળી રહ્યો હતો, અને એના ચિત્તમાં ઊંડો વસતો છતો પણ શરીરે તો મુગ્ધજ દેખાતો હતો; યુવાવસ્થામાં છતાં પણ એનું મન પ્રેમમાં પ્રૌઢાના જેવું હતું ને એનાં પ્રેમજનક બાહ્યાકારાદિક મુગ્ધાના જેવાં આકર્ષક, આહ્લાદક હતાં. આ અમારા પ્રેમ રતિવિલાસના કાલનું સ્મરણ કરાવ્યું!

૧૦૧. ૨૬—૨૭. બકુલ=બોરસળીનું વૃક્ષ. જુઓ અંક ૩ જો શ્લોક ૧૮મો.

૧૦૨. ૩. અલક=માથાના કેશની લટોના ગુચ્છા જે લમણા આગળ ને કપાલ આગળ જરાજરા આવી રહ્યા હોય તે.

૧૦૨. ૮—૧૧. પ્રિયજનની મૂર્તિ—છબી—બહુવાર મનમાં તેનીજ ધારણા કર્યા કરેલી તેથી સર્વદા નજર આગળ તરી રહે છે, તે પ્રવાસમાં પણ—એ પ્રિયજન પાસે ન હોય ત્યાં પણ—સર્વ શોક—દુઃખ, વિયોગનું—તેને હરે છે; એટલી ઘડી વિયોગદુઃખમાં પણ સુખ થાય છે. પણ એ મૂર્તિનો વિચાર મનમાં શમી જતાં વારજ આખું જગત વેરાન—વગડા—જેવું નજરે થઇ રહે છે, ને હૃદય જાણે કુકૂલાગ્નિ—છોડીયાં, ડાંગર વગેરેનાં સળગાવીને પાડેલા દેવતા જે જલદી બાળે નહિ પણ હમેશાં શેકયાં જાય,—તેમાં પડ્યું હોય ને રંધાયાં જતું હોય એમ દુઃખ પામવા માંડે છે.

૧૦૨. ૨૪-૨૭. સ્પૃહણીય—ઇચ્છવા યોગ્ય, થાય તો સારૂં એમ ચહાવા લાયક. બાલવિવાહ વ.—હું અને સીતા એ બે બાલકના વિવાહના ઉત્સવ વેળે મેં તાત—દશરથ અને જનકની મોટી મૈત્રી દીઠેલી છે. શું રામથી ના બને—રામથી શું શું નથી બનતું? બધું બને છે.

સીતાને વનવાસ કાઢવાનું બન્યું, તો નફટ થઇને જનકના સામું જોવાનું નહિ કેમ બને? બનશે.

૧૦૩. ૮. તદનુ—જનકના ઉઠ્યા પછીથી—માતા-કોશલ્યા અરૂન્ધતી શોકે બળીને મૂર્છા પામે છે.

---

## અંક ૭ મો.

૧૦૪. ૪. ગ્રામ્ય—ગામડાના રેહેનાર, વગર સુધરેલા.

૧૦૪. ૧૫—૧૬. કષ્ટ એ શબ્દ શોક દેખાડવા મુક્યો છે. અરે મહાકષ્ટ! કે રામ રાજ્યાશ્રમમાં—ગૃહસ્થાશ્રમમાં—રેહેતાં છતાં પણ મુનિ વ્રતી—ઉદાસીન વૃત્તિવાળા, વાનપ્રસ્થ વ્રતીના જેવા મનના, સીતાના શોકને લીધે થઇ ગયા છે. એમનું ચિત્ત સંસાર ઉપરથી ઉઠી ગયું છે, નાટક ચેટક કાંઇ જોવાની સ્પૃહા રાખતા નથી, તેમાં સુખ માનતા નથી, તો પણ વાલ્મીકિનું માન રાખવા માટે પધારે છે.

૧૦૪. ૧૮. રંગપ્રેક્ષકો—નાટક જ્યાં થાય તે ભૂમિનું નામ રંગભૂમિ, રંગ—નાટકના-પ્રેક્ષક—જોનાર.

૧૦૫. ૨. ઝીણા અક્ષરે હવે પછી જેટલું છાપેલું આવે તે અંતર્નાટકનો ભાગ છે એમ સમજવું. તે નાટકનાં પાત્ર સીતા, ભાગીરથી ને પૃથ્વી છે.

૧૦૫. ૮. વાલ્મીકિના નાટકમાંથી સૂત્રધાર કેહે છે કે "તેના તરફ માનની નજરથી" વગેરે. તે વિષે રામ કેહે છે કે એવું વાલ્મીકિ વિષે કેહેવાની જરૂર નથી, કેમકે એમની શુદ્ધ વાણી અન્યથા—સત્ય કરતાં બીજી, જુઠી—હોયજ નહિ.

૧૦૫. ૧૭. વિશ્વંભરાત્મજા દેવી—વિશ્વંભરા—પૃથ્વી—ની આત્મજા—પુત્રી—સીતા દેવી.

૧૦૬. ૧૭. આ વેળે—રામે તજી છે તેવિ કલંકિત દશામાં ને વળી પુત્ર પ્રસવ સમયે.

૧૦૬. ૨૪. ચેતન—ચેતના, બુદ્ધિ.

૧૦૭. ૩. જુઓ માલતી માધવ. પાનું. ૧૪૧ અં. ૧૦ શ્લોક ૧૩.

૧૦૭. ૪. ભાગીરથીના જેવુંજ બોલ્યાં, એમાં એમ મતલબ છે કે ભગીરથના કુલનાં દેવી—રામના કુલનાં દેવી—તમે ભાગીરથી તે રામનું ધસા-

તું નજ બોલો, એટલે રામનો દોષ ન કાઢતાં દૈવને માથે ઢોળી પાડો છો. પણ તમે રામનો દોષ નહિ કાઢો તોયે મારે તો આટલું કેહેવુંજ જોઇએ, મારે તો એમનો આટલો દોષ કાઢવાનો છેજ.

૧૦૭. ૭—૮. બાલાપણમાં લગ્નવેળે ઝાલેલો સીતાનો હાથ તે પણ એમણે ગણ્યો નહિ, કે મને સીતાની માતાને ન ગણી, અથવા અગ્નિ જેની સમક્ષ એમનું લગ્ન થયેલું અને જેણે એને ફરીથી પવિત્ર ઠરાવેલી તેને, અથવા જનક—પોતાના પિતાના પ્રિય મિત્ર ને સીતાના બાપ જનક—ને પણ ન ગણ્યા, તેમ સીતા ગર્ભિણી હોવાથી દુઃખી છે તે પણ ન ગણકાર્યું, અથવા અતિશય પ્રેમ ધરી ને સીતા એમની સાથે વને વન ભટકી તે પ્રેમને પણ એમણે ન ગણકાર્યો અને એને વનવાસી કાઢી, એ ખોટું કર્યું; રામે, મારા અને અગ્નિ જેવા દેવને ન ગણવાથી અધર્મ, જનક ને ન ગણકારવાથી ધૃષ્ટતા, સીતાના દુઃખ ને ન ગણવાથી નિર્દયત્વ, અને સીતાનો પ્રેમ ન ગણવાથી શઠતા એવા ઘણા અનર્થ કરેલા છે, તે એમને ઘટતા નહતા.

૧૦૭. ૧૨. પૃથ્વી કેહે છે કે જોયા તારા આર્યપુત્ર, એમનામાં શું જોવાનું છે, જો એ સારા હત તો તને કાઢી મુકતજ નહિ. આ ઉપરથી રામ કેહે છે કે મને ફરીથી જુઓ, મને હવે જુઓ, હું નઠારો નથી તેની ખાત્રી હું જે દુઃખ ખમું છું તે ઉપરથીજ થશે.

૧૦૮. ૨—૩. રામને દૈવયોગથી સીતાને વનવાસ મોકલવી પડી પણ પોતે તો એના વિયોગથી મનમાં પીડાય છે એમ તમારે કેહેવાનું છે તો ભલે તેમ હશે, પણ તે મને ખરૂં લાગતું નથી કેમકે પીડાતા હોય તો સાધારણ લોકોના જેવું ધીરજ ધરીને પ્રજાની મરજી પ્રમાણેજ વર્તી રહી જીવ્યાં જાય નહિ, પ્રેમનું સ્વરૂપ એવું હોય નહિ, માટે હું તો તમે "તૈયાર દેવા ફલ હોય દૈવ" વગેરે કહ્યું તે માનું નહિ.

૧૦૯. ૪. અર્થાત્ પૃથ્વીને સીતા ઉપર વિશેષ દયા—છેક પક્ષપાત થઇ જાય—એવી દયા આવેજ, પોતાની પુત્રીનું દુઃખ બહુ માની, મારા દુઃખને એ ઓછું ગણેજ એમાં નવાઇ નથી.

૧૦૮. ૧૪. જગન્મંગલ વ૦—આખા જગત્‌ના મંગલરૂપ તારા આત્માને.

૧૦૮. ૧૭. એટલા માટે કે જેમના કેહેવાથી સીતાને વનવાસ આપેલો તેને ખાત્રી થાય, મને પોતાને તો ખાત્રી છેજ.

૧૦૯. ૫—૬. આ શ્લોક ને નીચેનો ૨ જો શ્લોક એ બન્ને મૂલમાં રામ પાસે

બોલાવેલા છે પણ તેમ ઉચિત ન લાગવાથી બીજા ગ્રંથ પ્રમાણે ફેરફાર કર્યો છે.

૧૦૯. ૯. તે થકી—ઉર્મિ (મોજાં) થકી.

૧૦૯. ૧૨. ક્ષત્રિયોચિત સંસ્કાર—ક્ષત્રિયના છોકરાને કરવા જોઇએ તેવા સંસ્કાર, અન્નપ્રાશન, ચૂડાકરણ, ઉપનયન વગેરે.

૧૦૯. ૧૪—૧૫. વૃદ્ધિકરી—વૃદ્ધિ કરનારી, વંશ ચલાવનારી, પુત્રની માતા. એવા મંગલકાર્ય કરનારી અને એવા મોટા કુલની છતાં પણ એને સંસ્કર્તા (સંસ્કાર આપનાર) જડતો નથી એમ સીતા એકલવાઇ પડી ગઇ છે!

૧૧૦. ૧૨. લોકાન્તર—બીજા લોક, પાતાલ.

૧૧૦. ૨૪. આર્યા સીતા દેવી ઉપર (પાણીની ઉપર) આવે છે.

૧૧૦. ૨૭. ધર્મશીલ—ધર્મ એજ છે શીલ જેનું તે, પતિવ્રતા, શુદ્ધ, પવિત્ર વ્રતવાળી. એમ કહીને સીતાનું અબાધ સત્યવ્રત સૂચવે છે.

૧૧૧. ૨૫. પ્રસ્તુત પ્રભાવપૂર્વક—એનો પ્રભાવ—પવિત્રતા વગેરે—વર્ણવીને, બતાવીને.

૧૧૧. ૨૭. વૈશ્વાનર—અગ્નિ.

૧૧૩. ૧૧. મધુરેશ્વર—લવણ રાક્ષસની નગરી, તેને સંહારીને લઇ લેઇ પોતે મધુરા નામથી વસાવેલી તે મધુરેશ્વર—શત્રુઘ્ન (જુઓ પાને. ૨૧ મે, લીટી ૧૪–૧૭.)

૧૧૩. ૨૦ મંગલ્યા—મંગલ કરનારી.

૧૧૩. ૨૨. શબ્દરૂપી બ્રહ્મને જાણનાર પૂર્વ કવિ—વાલ્મીકિની બુદ્ધિ—રસ, અલંકાર—થી ભરપુર ભારતી—સરસ્વતીને ભાળો વ૦. વાલ્મીકિની વાણી રામાયણ તેની આ પ્રમાણે સ્તુતિ કરતાં કવિ ખરેખરી તો પોતાના આ નાટકનીજ સ્તુતિ કરે છે.



# આ ગ્રંથને આગળથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોની યાદ.

| પ્રતિ. | નામ. | ઠેકાણું. |
|---|---|---|
| ૫૦ | શ્રીમાન્ સરકાર મહારાજા ગાયકવાડ ... ... ... | વડોદરા. |
| ૧૦ | મહારાજા શ્રીકેશરીસિંહજી ... ... ... ... | ઇડર. |
| ૧૦ | મિરઝા મહારાઓ શ્રીકચ્છ દરબાર ... ... ... | ભુજ. |
| ૧૦ | શ્રી ઠાકોરસાહેબ દેવગડ ... ... ... ... | દેવગડ. |
| ૨ | શ્રી ઠાકોરસાહેબ લુણાવાડા ... ... ... ... | લુણાવાડા |
| ૨ | ઠાકોર રતનસિંહ પ્રતાપસિંહ ... ... ... ... | ટાંડા. |
| ૨૧ | શેઠ સોરાબજી શાપુરજી બંગાલી. સી. આઇ. ઇ. ... ... | મુંબઇ. |
| ૧૦ | શેઠ નાનાભાઇ બેરામજી જીજીભાઇ ... ... ... | ,, |
| ૧૦ | શેઠ વરજીવનદાસ માધવદાસ ... ... ... ... | ,, |
| ૧૦ | શેઠ દીનશાજી માણેકજી પીટીટ ... ... ... | ,, |
| ૧૦ | રાવબહાદુર મણિભાઇ જશભાઇ ... ... ... | વડોદરા. |
| ૫ | શેઠ વંદ્રાવનદાસ પરસોતમદાસ ... ... ... | મુંબઇ. |
| ૫ | શેઠ ભાઇશંકર નાનાભાઇ ... ... ... .. | ,, |
| ૫ | રા. રા. હરિદાસ વિહારિદાસ કારભારી ... ... ... | ઇડર. |
| ૫ | શેઠ ગિરજાશંકર વજેશંકર ... ... ... ... | મુંબઇ. |
| ૫ | શેઠ માનશંકર વજેશંકર ... ... ... ... | ,, |
| ૩ | શેઠ નવરોજજી ફરદુનજી ... ... ... ... | ,, |
| ૩ | શેઠ મથુરાદાસ લવજી ... ... ... ... | ,, |
| ૩ | રા. રા. ગીરધરલાલ ઝવેરદાસ... ... ... ... | સિદ્ધપુર. |
| ૩ | રા. રા. દામોદરદાસ મહાશંકર... ... ... ... | ,, |
| ૩ | રા. દયારામ ગોકલજી ... ... ... ... | બેટ,દ્વારકા. |
| ૨ | રા. સા. દલપતરામ પ્રાણજીવનદાસ ... ... ... | ભુજ. |
| ૨ | રા. રા. જગન્નાથ જેઠાલાલ ... ... ... ... | ,, |
| ૨ | રા. રા. નગીનદાસ તુળસીદાસ ... ... ... ... | મુંબઇ. |
| ૨ | શેઠ પ્રેમચંદ રાયચંદ... ... ... ... ... | ,, |
| ૨ | શેઠ માધવદાસ રૂઘનાથદાસ ... ... ... ... | ,, |
| ૨ | રા. પૂર્ણાનંદ મહાનંદ ... ... ... ... | ઇડર. |
| ૨ | શેઠ અરદેશર ફરામજી મુસ ... ... ... ... | મુંબઇ. |
| ૨ | અમીન મોતીલાલ લાલાજી ... ... ... ... | વીરસદ. |

૨ શેઠ દામોદરદાસ ગોવર્ધનદાસ ... ... ... ... મુંબઇ.
૧ રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખ ... ... ... ,,
૧ શેઠ કરસનદાસ માધવદાસ ... ... .. ... ,,
૧ શેઠ લખમીદાસ ખીમજી ... ... ... ... ,,
૧ શેઠ ગંગાદાસ કીશોરદાસ ... ... ... ... ,,
૧ શેઠ કેખુશ્રુ નવરોજી કાબરાજી... ... ... ... ,,
૨ રા. આત્મારામ રામચંદ્ર ... ... ... ... ધોલેરા.
૧ રા. જમીયતરામ કેશવરામ ... ... ... ... મુંબઇ.
૧ રા. અંબારામ આત્મારામ ... ... ... ... ,,
૧ રા. ત્રીભુવનદાસ હરખચંદ ... .. ... ... ,,
૧ શેઠ ઠાકરશી નારાણજી ... ... ... ... ,,
૧ રા. હીરાલાલ મણિલાલ ધ્રુવ ... ... ... ... ,,
૧ રા. સવિતાનારાયણ ગણપતિનારાયણ ... ... ... મુંબઈ.
૧ રા. મહાદેવરામ યાગેશ્વર ... ... ... ... ,,
૧ રા. જમનાદાસ પ્રેમચંદદાકતર... ... ... ... ,,
૧ રા. મથુરાદાસ હરજીવનદાસ ... ... ... ... ,,
૧ રા. કૃષ્ણશંકર ગિરજાશંકર ... ... ... ... ,,
૧ રા. નગીનદાસ મથુરાદાસ ... ... ... ... ,,
૧ રા. ડાહ્યાભાઇ દેશાઇ... ... ... ... ... ,,
૧ રા. માણેકલાલ જમીઅતરામ ... ... ... ... ,,
૧ રા. પ્રતાપરાય ગોવિંદરાય ... ... ... ... ,,
૧ રા. દેવીદાસ હરિવલ્લભદાસ ... ... ... ... ,,
૧ રા. પ્રાણશંકર માસ્તર... ... ... ... ... કલ્યાણી.
૧ રા. ઠક્કર હિરજી ભગવાનજી ... ... ... ... કચ્છ.
૧ રા. નર્મદાશંકર લાધાભાઇ ... ... ... ... ,,
૧ રા. કહાનજી શંકરજી... ... ... ... ... ,,
૧ રા. શવજી પરસોતમ ... ... ... ... ... ,,
૧ રા. કલ્યાણજી રતનશી ... ... ... ... ,,
૧ રા. ગોવિંદજી ભાટ જોશી ... ... ... ... ,,
૧ રા. નિર્ભયરામ કહાનજી ... ... ... ... ,,
૧ રા. દેવશંકર માધવજી ... ... ... ... ,,
૧ રા. ડાહ્યાભાઇ મહાસુખરામ ... ... ... ... ,,

૧ રા. છોટાલાલ મેહેશ્વરભાઇ ... ... ... ... કચ્છ.

૧ રા. પોપટ નથુભાઇ ... ... ... ... ... ,,

૧ રા. નાનાભાઈ માધવજી ... ... ... ... ,,

૧ રા. મોરારજી જગજીવન ... ... ... ... ,,

૧ રા. પ્રભુદાસ રણછોડજી ... ... ... ... ,,

૧ રા. નાનજી મૂળજી ... ... ... ... ... ,,

૧ રા. શંભુરામ લાલજી ... ... ... ... ,,

૧ રા. નાનાલાલ છબીલરામ ... ... ... ... ,,

૧ રા. સુંદરજી મેઘજી ... ... ... ... ... ,,

૧ રા. મેઘજી જુઠા ... ... ... ... ... ,,

૧ રા. મેઘજી પુંજા ... ... ... ... ... ,,

૧ રા. મોરારજી અજરામર ... ... ... ... ,,

૧ રા. વિશ્રામ વેલજી ... ... ... ... ... ,,

૧ રા. ભોળાનાથ કાળીદાસ ... ... ... ... ,,

૧ મુનશી દાદામીયાં હબીબુલ્લા ... ... ... ... ,,

૧ રા. દયાશંકર શ્યામજી ... ... ... ... ,,

૧ રા. હાથીરામ પુરૂષોત્તમ ... ... ... ... ,,

૧ રા. જીવરામ હરિશંકર... ... ... ... ... ,,

૧ શેઠ હેમરાજ માણેકચંદ ... ... ... ... મુંબઈ.

૧ રા. પ્રહલાદ દેવશંકર ... ... ... ... ...વીરમગામ.

૧ રા. શ્યામલાલ હિરાલાલ ... ... ... ...અમદાવાદ

૧ રા. મગનલાલ બાલુભાઈ ... ... ... ... ,,

૧ રા. પરસોતમ કલ્યાણજી ... ... ... ... મુંબઇ.

૧ રા. મોતીલાલ કુશળજી ... ... ... ... ઇડર.

૧ રા. મગનલાલ માધવલાલ ... ... ... ... લુણાવાડા

૧ રા. હરિકૃષ્ણ જયકૃષ્ણ... ... ... ... ... ,,

૧ રા. નારાયણ મોરેશ્વર... ... ... ... ... ,,

૧ રા. ભોગીલાલ કહાનદાસ ... ... ... ... ,,

૧ રા. દામોદર નરભેરામ ... ... ... ... ,,

૧ રા. ગોપાળ લક્ષ્મીરામ ... ... ... ... સિદ્ધપુર.

૧ રા. હર્ષદરાય વ્રજરાય... ... ... ... ... ,,

૧ રા. દેવશંકર કુબેરજી ... ... ... ... ... ,,

| | | |
|---|---|---|
| ૧ | રા. પ્રભુદાસ પ્રહ્લાદજી | સિદ્ધપુર. |
| ૧ | રા. રૉહ્ફ કેરશાસ્પજી એસ્ક્વાયર | ,, |
| ૧ | રા. માધવલાલ મહિપતલાલ | ,, |
| ૧ | રા. પ્રાણશંકર અંબાશંકર | ,, |
| ૧ | બાવા જગન્નાથ લક્ષ્મણદાસજી | ડાકોર. |
| ૧ | રા. ત્રિકમલાલ દામોદર | ,, |
| ૧ | રા. તુળજારામ સોમનાથ | ,, |
| ૧ | રા. સા. મનોહર ગણેશ | ,, |
| ૧ | રા. ઉમેદભાઇ મથુરભાઇ | ,, |
| ૧ | રા. મનસુખરામ નહાલચંદ | ,, |
| ૧ | રા. ઉમેદરામ લાલભાઈ | ,, |
| ૧ | રા. રણછોડલાલ નાગરદાસ | ,, |
| ૧ | રા. રામચન્દ્ર ગણપત | ,, |
| ૧ | રા. મગનલાલ ધનસુખરામ | ,, |
| ૧ | રા. દાજીભાઈ નારાયણ | ,, |
| ૧ | રા. છગનલાલ મયારામ | ,, |
| ૧ | રા. રામચન્દ્ર નારાયણ | ,, |
| ૧ | રા. નારાયણ દાજી | ,, |
| ૧ | રા. ત્રિભુવન કાળીદાસ | ,, |
| ૧ | શેઠ ધનજીભાઈ | ઠાસરા. |
| ૧ | રા. પ્રાણલાલ બળદેવજી | કપડવણજ |
| ૧ | રા. સદાશિવ નંદલાલ | ડાકોર. |
| ૧ | રા. દેવશંકર | ,, |
| ૧ | રા. અમૃતલાલ ભૂપતરાય | ,, |
| ૧ | રા. ચુનીલાલ કલ્યાણદાસ | ,, |
| ૧ | રા. બા. લલુભાઈ કેશવલાલ | સુરત. |
| ૧ | રા. રતિરામ મોતીરામ | ,, |
| ૧ | શેઠ નારણદાસ પરસોતમદાસ | ,, |
| ૧ | રા. નરભિરામ મનસુખરામ | ,, |
| ૧ | રા. આત્માશંકર ત્રિપુરાશંકર | ,, |
| ૧ | રા. નંદકૃષ્ણલાલ મજમુદાર | ,, |
| ૧ | રા. ભાનુશંકર નારાયણશંકર | ,, |

૧ રા. મહાનંદ ભાઇશંકર ... ... ... ... ... સુરત.
૧ રા. જગજીવનદાસ ભવાનીશંકર... ... ... ... ,,
૧ રા. જગન્નાથ ઇચ્છારામ ... ... ... ... ,,
૧ સૈયદ અબદુલ રસુલ બડે સાહેબ ... ... ... રાંદેર.
૧ શેઠ લલુભાઇ મોતીરામ ... ... ... ... ,,
૧ શેઠ છબીલદાસ કાશીદાસ ... ... ... ... ,,
૧ શેઠ તારાચંદ અમીચંદ ... ... ... ... ,,
૧ રાંદેર રીડીંગરૂમ ... ... ... ... ... ,,
૧ ખાનબહાદુર કાજી અબદુલ રેહેમાન ... ... ... પેટલાદ.
૧ રા. કેશવરાવ પાંડુરંગ... ... ... ... ... ,,
૧ રા. મનસુખભાઇ જીજીભાઇ ... ... ... ... ,,
૧ રા. જનાર્દન ભાસ્કર ... ... ... ... ... ,,
૧ રા. વીરેશ્વર સદાશિવ... ... ... ... ... વડોદરા.
૧ રા. વિનાયક રામચંદ્ર ... ... ... ... પેટલાદ.
૧ રા. પુરૂષોત્તમ પરશુરામ ... ... ... ... ,,
૧ રા. પરભુલાલ મુળચંદ ... ... ... ... ,,
૧ રા. છગનલાલ ઝવેરલાલ ... ... ... ... ,,
૧ રા. રતનલાલ અચરતલાલ ... ... ... ... ,,
૧ રા. રાવજીભાઇ દલસુખભાઇ ... ... ... ... ,,
૧ રા. ગુલાબચંદ સામળદાસ ... ... ... ... ,,
૧ રા. માધવલાલ છોટાલાલ ... ... ... ... ,,
૧ રા. નાથાભાઇ જેશંગભાઇ ... ... ... ... પીજ.
૧ રા. નાથાભાઇ ભગવાનદાસ ... ... ... ... ,,
૧ રા. પાનાચંદ ઇશ્વરદાસ ... ... ... ...અમદાવાદ
૧ રા. ચુનીલાલ દલપતરામ ... ... ... ... ,,
૧ રા. લક્ષ્મીલાલ માણેકલાલ ... ... ... ... ,,
૧ રા. મકનજી ભીમભાઇ ... ... ... ...જલાલપુર
૧ રા. વામનરાવ બાબારાવ ... ... ... ...અમદાવાદ.
૧ રા. નભુલાલ પ્રસાદરાય ... ... ... ... ,,
૧ રા. લધુ જેઠાભાઇ ... ... ... ... ... ચુડા.
૧ શેઠ કરમઅલી રહીમભાઇ ... ... ... ... મુંબઇ.
૧ શેઠ મહમદભાઇ ... ... ... ... ... ,,

૧ રા. વલભદાસ નંદલાલ ... ... ... ... સોજીત્રા.
૧ રા. ભોગીલાલ દયાળજી ... ... ... ... ,,
૧ રા. રતનલાલ ભોગીલાલ ... ... ... ... ,,
૧ રા. સા. હરગોવિંદદાસ દ્વારકાદાસ ... ... ... વડોદરા.
૧ રા. તાપીદાસ દયારામ... ... ... ... ... ,,
૧ રા. છગનલાલ ઠાકોરદાસ ... ... ... ... ,,
૧ રા. મનસુખ અનોપચંદ ... ... ... ... પારડી.
૧ રા. વલભદાસ પોપટ ... ... ... ... ... મહુઆ.
૧ રા. સારાભાઇ વાલાભાઇ ... ... ... ... વડોદરા.
૧ રા. રામચંદ્ર કાળીદાસ ... ... ... ... ,,
૧ શેઠ છગનલાલ મગનદાસ ... ... ... ... મુંબઇ.
૧ રા. કૃષ્ણારામ રામનાથ ... ... ... ... પાટણ.
૧ રા. માણેકલાલ ભુલાભાઇ ... ... ... ... ,,
૧ રા. મથુરદાસ ભોગીદાસ ... ... ... ... ,,
૧ રા. દુલભજી ઘેલાભાઇ ... ... ... પ્રભાસપાટણ.
૧ રા. ભુધરભાઈ પ્રાણનાથ ... ... ... ... સિદ્ધપુર.
૧ રા. આદિતરામ પરસોતમ ... ... ... ... ,,
૧ રા. લક્ષ્મીરામ મુગટરામ ... ... ... ... ,,
૧ રા. ભગવાન ગોવિંદરામ ... ... ... ... ,,
૧ રા. વલભરામ દેવચંદ ... ... ... ... ,,
૧ રા. માધવલાલ વલભરામ ... ... ... ... ,,
૧ રા. પ્રભુદાસ ઉજમરામ... ... ... ... ... ,,
૧ રા. કાલુ ગોવિંદરામ ... ... ... ... ... ,,
૧ રા. બળવંતરાવ સખારામ ... ... ... ... ,,
૧ રા. છોટાલાલ નારણજી ... ... ... ... ,,
૧ રા. લલુભાઇ કુંવરજી ... ... ... ... ... રાંદેર.
૧ રા. ચુનીલાલ નગીનદાસ ... ... ... ... મુંબઇ.
૧ શેઠ બાપુભાઇ કાળીદાસ ... ... ... ... ,,
૧ રા. નગીનદાસ દ્વારકાદાસ ... ... ... ... ,,
૧ રા. ગંગાદાસ કાશીદાસ ... ... ... ... ,,
૧ રા. મંછારામ કહાનદાસ ... ... ... ... ,,
૧ શેઠ નુરમહંમદ લધ્ધા ઇબ્રાહીમ ... ... ... ,,

૧ રા. સુરજપ્રસાદ કાશીભાઇ ... ... ... ... મુંબાઇ.
૧ શેઠ ગોકલદાસ મુલજી ... ... ... ... ,,
૧ શેઠ લિલાધર હરિદાસ ... ... ... ... ... ,,
૧ રા. દામોદરદાસ છબારામ ... ... ... ... ,,
૧ રા. હરિલાલ છગનલાલ ... ... ... ... નડીઆદ.
૧ રા. દલપતરામ વિઠ્ઠલદાસ ... ... ... ... ,,
૧ રા. વૃંદાવનદાસ ગીરધરદાસ ... ... ... ... ,,
૧ રા. ઝવેરલાલ લલુભાઇ ... ... ... ... ,,
૧ રા. ઝવેરભાઇ ગરબડભાઇ ... ... ... ... ,,
૧ રા. સા. મણિધરપ્રસાદ તાપિપ્રસાદ ... ... ... ,,
૧ રા. મૂલજી નાથાભાઇ ... ... ... ... .. સલુણ.
૧ રા. માણેકલાલ હરિલાલ ... ... ... ... નડિઆદ.
૧ રા. ડાક્ટર રામસિંઘ ... ... ... ... ... ,,
૧ રા. વરજભુખણ બક્ષી ... ... ... ... ,,
૧ રા. મનસુખભાઇ વરજભાઇ ... ... ... ... ,,
૧ રા. નાગરદાસ હરગોવિંદદાસ ... ... ... ... ,,
૧ રા. ત્રીભોવનદાસ મેહેશ્વરદાસ ... ... ... ... ,,
૧ રા. લલુભાઇ ગોકલદાસ ... ... ... ... ,,
૧ રા. આશારામ મેહેતાજી ... ... ... ... ,,
૧ રા. નાથાભાઇ કાલિદાસ ... ... ... ... ,,
૧ રા. આપાસાહેબ ગોકળદાસ ... ... ... ... ,,
૧ રા. ત્રીકમલાલ નારણદાસ ... ... ... .. ,,
૧ રા. જમનાદાસ લલુભાઇ ... ... ... ... ,,
૧ રા. કૃષ્ણલાલ મગનલાલ ... ... ... ... અમદાવાદ
૧ રા. ચુનીલાલ લાલદાસ ... ... ... ... નડિઆદ.
૧ રા. પ્રભાશંકર ભવાનીશંકર ... ... ... ... વઢવાણ.
૧ ગોસાઇ શ્રીનારાયણભારથી યશવંત ભારથી ... ... પાટણ.
૧ રા. વકીલ દોલતરામ ટોકરસી ... ... ... ... ,,
૧ રા. રણછોડદાસ દયાળદાસ ... ... ... કચ્છ, ગોધરા.
૧ રા. ઉમિયાશંકર હીરાશંકર ... ... ... ... સિહાનગર.
૧ રા. સેવકલાલ કરસનદાસ ... ... ... ... મુંબાઇ.
૧ રા. હંસરાજ લક્ષ્મીદાસ ... ... ... ... ,,

૧ મોહનલાલ બાપુજી ... ... ... ... ...અમદાવાદ
૧ રા. દેસાઇ સુરજમલજી જોરાવરસિંહજી ... ... ... પાટડી.
૧ રા. બાપુભાઇ દોલતરામ ... ... ... ... વાંકાનેર.
૧ ઠાકોર મહીપતલાલ બાળકૃષ્ણ ... ... ... .. ડભોઇ.
૧ રા. બાપાલાલ ભાઇશંકર ... ... ... ... ધોલકા.
૧ લીલાધર લાઇબ્રેરીનાસેક્રટરી ... ... ... ... ,,
૧ રા. સુરજરામ રામનાથ ... ... ... ... ,,
૧ રા. શંકરલાલ અમરતલાલ વકીલ ... ... ... ,,
૧ રા. પરસોતમરાય મ. જોશી ... ... ... ... ,,
૧ રા. નંદલાલ તારાચંદ ... ... ... ... ,,
૧ રા. નરોતમ રણછોડજી ... ... ... ... ભુજ.
૧ રા. કાનજી નથુભાઇ ... ... ... ... અંજાર.
૧ રા. ખરાશંકર મહાદેવ ... ... ... ... ભુજ.
૧ રા. મુળચંદ શિવલાલ ... ... ... ... મુંબઇ.
૧ રા. મુળજી મનજી ... ... ... ... ,,
૧ રા. પ્રાણજીવનદાસ પરભુદાસ ... ... ... ...બારીઆ.
૧ રા. હરિલાલ મનસુખરામ ... ... ... ... ,,
૧ બારીઆ લાઇબ્રેરી ... ... ... ... ,,
૧ રા. દેવશંકર મોતીરામ ... ... ... ... કરજણ.
૧ રા. મણીશંકર પ્રભાશંકર ... ... ... ... ,,
૧ રા. ઇશ્વરલાલ મોરારજી ... ... ... ... ,,
૧ રા. છોટાલાલ મૂળજી... ... ... ... ... ,,
૧ રા. રાવજી ચીમાજી... ... .. ... ... ,,
૧ રા. છોટાલાલ દ્વારકાદાસ ... ... ... ... ,,
૧ શેઠ નગીનદાસ જમનાદાસ ... ... ... ... મુંબઇ.
૧ શેઠ જગન્નાથ વિઠ્ઠલ... ... ... ... ... ,,
૧ શેઠ કાશીદાસ હરજીવનદાસ ... ... ... ... ,,
૧ રા. માધવરામ હરિનારાયણ ... ... ... ... દાહોદ.
૧ રા. જગન્નાથ ગોપાળદાસ ... ... ... ... ,,
૧ રા. નારાયણશંકર મણિશંકર ... ... ... ... ,,
૧ રા. જોયતાશંકર રવિદત્ત ... ... ... ... ,,
૧ રા. મગનલાલ કુબેરદાસ ... ... ... ... ,,

૧ રા. જમીતરામ લક્ષ્મિરામ ... ... ... ... દાહોદ.
૧ રા. બાલાભાઇ સુખભાઇ ... ... ... ... ,,
૧ રા. મનસુખલાલ અમથાદાસ ... ... ... ... ,,
૧ રા. છગનલાલ દુલ્લભદાસ ... ... ... ... ,,
૧ રા. નથુભાઇ નવનીધભાઇ ... ... ... ... ,,
૧ રા. શેવકલાલ માણેકલાલ ... ... ... ... ,,
૧ રા. સુરાજઉદ્દીન મોકમદીન ... ... ... ... ,,
૧ રા. ખીધા પ્રસાદરામ... ... ... ... ... ,,
૧ રા. મનસુખલાલ મયાશંકર ... ... ... ... ,,
૧ રા. શીવશંકર બાપાલાલ ... ... ... ... ,,
૧ રા. બાબાજી શ્રીમાજી ... ... ... ... ,,
૧ રા. રામજી ત્રીંબકરાવ ... ... ... ... ,,
૧ રા. મીરફૈજઅલ્લી ગુલામઅલ્લી... ... ... ... ,,
૧ રા. સા. વાઘજીભાઇ મીઠાભાઇ... ... ... ... ચીખલી.
૧ રા. હરીરામ લક્ષ્મિનારાયણ ... ... ... ... ,,
૧ રા. ભોળાનાથ રણછોડદાસ ... ... ... ... ,,
૧ રા. નારાયણરાવ આનંદરાવ ... ... ... ... ,,
૧ રા. અચરતલાલ મણીરામ ... ... ... ...અમદાવાદ
૧ રા. નાનાલાલ લલુભાઇ ... ... ... ... મુંબઇ.
૧ રા. ફીકાભાઇ મકુનદાસ ... ... ... ... ,,
૧ રા. ઘેલાભાઇ લાલભાઇ ... ... ... ... ,,
૧ રા. માણેકલાલ આત્મારામ ... ... ... ... ,,
૧ રા. પરમાનંદદાસ ઇચ્છાલાલ ... ... ... ... ,,
૧ રા. કલ્યાણદાસ નરોતમદાસ ... ... ... ... ,,
૧ રા. રેવાદાસ કરસનદાસ ... ... ... ... ,,
૧ રા. લલુભાઇ છગનલાલ ... ... ... ...ભાવનગર.
૧ રા. સાકરલાલ મનસુખરામ ... ... ... ... ,,
૧ રા. માર્કંડરાવ નંદશંકર ... ... ... ... ,,
૧ રા. પ્રભાશંકર વેણીશંકર ... ... ... ... ,,
૧ રા. માનશંકર પીતાંબરદાસ ... ... ... ... ,,
૧ રા. પ્રભાશંકર જટાશંકર ... ... ... ... ,,
૧ રા. પ્રતાપરાય સંતોકરામ ... ... ... ... ,,

૧ રા. નવનીધરાય વિજયશંકર ... ... ... ...ભાવનગર.
૧ રા. માનશંકર ગોરીશંકર ... ... ... ... ”
૧ રા. માનશંકર લક્ષ્મિશંકર ... ... ... ... ”
૧ રા. વૃજદાસ પરભુદાસ... ... ... ... ... ”
૧ શેઠ દ્વારકાંદાસ લાલભાઇ ... ... ... ... શીહોર.
૧ રા. મુળજી ગોવિંદ ... ... ... ... ... ઉતરાજ.
૧ શેઠ ફુરામજી હીરજીભાઇ ... .. ... ... શીહોર.
૧ શેઠ બાપુજી વૃજલાલ... ... ... ... ... ”
૧ રા. હીમત જગુભાઇ ... ... ... ... ... ”
૧ રા. વૈદ્ય તુલજારામ વિજયરામ ... ... ... .. નાંદોદ.
૧ રા. હરિસુદન લલુભાઇ ... ... ... ... શિહોર
૧ રા. શંકરભાઈ મનોરદાસ ... ... ... ... ”
૧ રા. કેશવલાલ ઇશ્વરભાઇ ... .. ... ... ”
૨ રા. ચુનીલાલ કસનદાસ ... ... ... ... ”
૧ રા. રણછોડભાઇ કસનદાસ ... ... ... ... ”
૧ રા. ગણપત કેશર ... ... ... ... ... બરકાલ.
૧ રા. ગણેશ માધેવ ... ... ... ... ... શીહોર.
૧ રા. ગીરજાશંકર કુબેર ... ... ... ... બરકાલ.
૧ રા. રણછોડજી સ્ટેશન માસ્તર ... ... ... ... તેન.
૧ રા. મહાશંકર પિતાંબર ... ... ... ... ”
૧ મુકદમ નરોતમ હુકા ... ... ... ... ... ડભોઇ.
૧ રા. નગીનદાસ નરભેરામ ... ... ... ... શીહોર.
૧ રા. ભોલાનાથ બેચરભાઇ ... ... ... ... સીસોદરા.
૧ રા. જોરાભાઇ મસોત... ... ... ... ... ”
૧ રા. હરીલાલ ભાવન ... ... ... ... ... શીહોર.
૧ રા. નરમદાશંકર મકનજી ... ... ... ... વઢવાણ.
૧ રા. પરજારામ જટાશંકર ... ... ... ... ”
૧ રા. છગનલાલ હરીકૃષ્ણ ... ... ... ... ”
૧ રા. સા. કૃષ્ણલાલ ગોવિંદદાસ ... ... ... ...ઝાલાવાડ.
૧ રા. દયાળજી મોરારજી ... ... ... ... વઢવાણ.
૧ રા. પ્રાણસુખલાલ મહીપતરામ ... ... ... ... ”
૧ રા. જેઠાલાલ વાલજી... ... ... ... ... ”

૧ રા. કલ્યાણજી પુંજારામ ... ... ... ... વઢવાણ.
૧ રા. ભાઇશંકર મહાશંકર ... ... ... ... ,,
૧ રા. જટાશંકર લીલાધર ... ... ... ... હાલાર.
૧ રા. મહાશંકર વીશ્વનાથ ... ... ... .. વઢવાણ.
૧ રા. ભગવતીશંકર દયાશંકર ... ... ... ... ,,
૧ રા. જાદવજી પ્રેમાનંદ ... ... ... ... કલાડા.
૧ રા. પ્રભાશંકર વાલમજી ... ... ... ... વઢવાણ.
૧ રા. કેશવલાલ બાપુજી ... ... ... ... ચોટીલા.
૧ રા. રેવાશંકર જગજીવન ... ... ... ... ચરાડવા.
૧ રા. ગોપાળજી દયાલજી ... ... ... ... નવસારી.
૧ વકીલ પરસોતમ પુંજા ... ... ... ...નવાનગર.
૧ સેઠ અલકશી દેવજી ... ... ... ... ... ,,
૧ રા. ભટજી ત્રીકમલાલજી ગોપાળભટજી .. ... ... ,,
૧ રા. ભટજી કૃષ્ણજીવણ શ્રીકૃષ્ણ ભટજી ... ... ... ,,
૧ રા. હસનભાઈ પીરભાઇ ... ... ... ... ,,
૧ રા. નથુભાઇ અંબાશંકર ... ... ... ... ,,
૧ રા. દુલેરાય છોટાલાલ ... ... ... ... ,,
૧ રા. નાથાલાલ હરનારાયણ ... ... ... ... ધોળકા.
૧ રા. નટવરલાલ દોલતરાય ... ... ... ... પાટણ.
૧૫ રા. વિઠલજી કેશવજીની મારફત ... ... ... કચ્છ.
૧૦ રા. ખુશાલદાસ ગોકળદાસની મારફત ... ... અમદાવાદ.

૫૫૦